# સુરંગા



લેખક : ધૈર્યચંદ્ર ર. બુધ

કિંમત : બે રૂપિયા

ગૃહપુસ્તકાલય સેટ : · : ટૂંકી નવલિકાઓ

# સુરંગા

લેખક અને પ્રકાશક
ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

કિંમત : રૂપિયા ૨-૦-૦

સોલ એજન્ટ
ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી કાઠિયાવાડ

સને ૧૯૪૨ : આવૃત્તિ પહેલી : પ્રત ૫૦૦ : સંવત ૧૯૯૮

મુદ્રક : નાથાલાલ મ. શાહ : સ્વાધીન મુદ્રણાલય સૌરાષ્ટ્ર, રોડ, રાણપુર

23820

## તૈયાર થઈ રહેલાં બે મહાન પ્રકાશનો

### આપણાં મહાજનો

આપણાં નેતાઓ, લોકમાન્ય પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો, આગેવાન નાગરિકો, અને સેવાભાવી સજ્જનો ઇત્યાદી અનેક મહાનુભાવોના આદર્શ પ્રેરણાત્મક પ્રેરક જીવન પરિચયોનો આ ગ્રંથ આપણાં સાહિત્યમાં નવીજ ભાત પાડશે.

અમારા આ પ્રયાસનો સત્કાર કરતાં અનેક સંદેશાઓ સાથે જીવનચરિત્રો મળ્યાં છે અને મળતાં રહે છે.

ઉત્સાહથી આગળ વધેલા સંપત્તિને સત્કાર્યમાં વાપરનારા સખાવતીઓ, ગરીબાઇમાંથી શ્રીમંત બની આદર્શજીવન જીવતા સદ્‌ગૃહસ્થો, પ્રાણને ભોગે પણ સત્યને ચાહનાર સેવાભાવીઓ, અને દેશોન્નતિમાં રસ લેતા સજ્જનો, આ સહુના પ્રાણવાન પરિચયોનો પ્રકાશ અનેક માણસોને નવી આશા, નવું જીવન, નવું ચેતન આપશે.

સંપાદક
**ધીરજ વકીલ**

### આપણાં નારી રત્નો

આપણાં સાહિત્યમાં આવો સર્વાંગ સંપૂર્ણ એક પણ ગ્રંથ હજી સુધી તૈયાર થયો જાણમાં નથી. નવયુગની આદર્શ મહિલાઓના જીવન આલેખનોનો આ ગ્રંથ આપણાં સાહિત્યની વિશિષ્ટતા બનશે.

સ્ત્રીઓ એટલે ઘરની રસોયણ, ગુલામડી કે બાળકો જણનાર યંત્ર નહિ પણ પુરૂષ સમોવડી સમાજની ધુરંધર કાર્યકર્તા સન્નારી. નેતા, ડોકટર, વકીલ, આદર્શ શિક્ષિકા, મહાશક્તિ સ્વરૂપ પ્રબળા આદર્શ સંસ્કાર અને ભાવનાની પ્રતિમૂર્તિ ગૃહિણી, સ્ત્રી એટલે જીવન, આશા, ચેતન, જગતની માતા. પુરુષને સ્નેહભર્યો સાથ આપતી, બાળકો પ્રત્યે મમતા દર્શાવતી દયાની દેવી અન્નપૂર્ણા એમ કબૂલવું પડશે.

આ પ્રયાસમાં અનેક પ્રતિષ્ઠિત સન્નારીઓનો સાથ મળ્યો છે.

સંપાદિકાઓ
**દીવાળીબહેન ભટ**
**સૌ. શ્રીદેવી બુદ્ધ**

વધુ વિગતો જાણવા જવાબી ટીકીટ સાથે લખો :

**ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી** [ કાઠિયાવાડ ]

# આભાર દર્શન

ગૃહપુસ્તકાલય સેટનો સત્કાર કરનાર વડોદરા, ભાવનગર, ગોંડળ, મોરબી, વાંકાનેર, ધ્રાંગધ્રા, રાજકોટ, વઢવાણ, લુણાવાડા, ધ્રોળ, લાઠી, ચુડા, વડીઆ, થાણાદેવળી, મૂળી ઇત્યાદી રાજ્યોના રાજ્યકર્તાઓ, યુવરાજસાહેબો, દિવાનસાહેબો અને કેળવણી અધિકારીઓના અમો આભારી છીએ. આ સિવાય લોકમાન્ય પ્રતિષ્ઠિત સંસ્કારી સદ્‌ગૃહસ્થોના મુબારક નામો આ નીચે સાભાર પ્રગટ કરીએ છીએ. આ મહાનુભાવોના જીવન પરિચયો ફોટા સાથે અમો **'આપણાં મહાજનો.'** નામક અમારા તરફથી તૈયાર થતાં ગ્રંથમાં પ્રકટ કરવા ઇચ્છીએ છીએ. એ માટે અમારા પ્રયાસને અનેક સજ્જનોએ સહકાર આપ્યો છે. અન્ય સહકાર મળતો રહે છે. આ સિવાય અ. સૌ. ના. મહારાણીજી સાહેબાઓ અને માનવંતા પ્રતિષ્ઠિત સન્નારીઓ તરફથી પણ અમારા કાર્યાલયના સ્ત્રીવિભાગ તરફથી પ્રગટ થનાર **'આપણાં નારીરત્નો'**ને સારો આદર મળ્યો છે. તેઓ સહુનો આભાર પ્રદર્શિત કરવાની આ તક લઇએ છીએ અને મહાગુજરાતના રાજ્યો, આગેવાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓનો સદ્‌ભાવ ટકી રહે એવી આશા રાખીએ છીએ. સંચાલક : **ગુ સા. ભં. : લાઠી.**

માનવંતા શ્રીમાન અમૃતલાલભાઇ કાળીદાસ મુંબઇ
,, અમિચંદભાઇ કસ્તુરચંદ મુંબઈ
,, અરદેશર ફરામરોજ દોરડી મુંબઈ
,, એડનવાલા મહેરજી રતનજી મુંબઈ
,, એસ. ડી. મહેતા મુંબઇ
,, અંબાલાલભાઈ લલ્લુભાઇ ઝવેરી મુંબઇ
,, ઇન્દુલાલભાઇ દુલભજી દલાલ મુંબઇ
,, ઇશ્વરદાસ જગમોહનદાસ ગીરગામ
,, કકલભાઇ ભુદરદાસ વકીલ શાન્તાક્રુઝ
,, કરશનદાસ મુળજી જેઠા મુંબઇ
,, કલ્યાણજી વી. મહેતા મુંબઈ
,, કે. એસ. શાહ બી. એસ. સી. એ. સી. જી. આઇ. મુંબઇ

માનવંતા શ્રીમાન ગિરધરલાલ ગુલાબચંદ મુંબઇ
,, ગોકળદાસ ડુંગરશી મુંબઈ
,, ગોરધનદાસ એન્ડ કુ. ગામદેવી
,, ચુનીલાલભાઇ દેવકરણ નાનજી મુંબઇ
,, ચંદુલાલભાઇ જેસીંગભાઇ શાહ મુંબઇ
,, ચંપકલાલભાઇ દેવીદાસ બોરીવલી
,, ચંપકલાલભાઇ નગીનદાસ મુંબઈ
,, ચત્રભુજભાઇ દેવચંદ મહેતા મુંબઇ
,, છગનલાલ નાગજીભાઇ ચિનાઇ
બી. એ. એલ. એલ. બી. બાર એટ. લો, રાજકોટ
,, છોટાલાલભાઇ ફીલાચંદ શેઠ મુંબઇ
,, જમનાદાસભાઈ મથુરદાસ બક્ષી મુંબઇ
,, જયકૃષ્ણભાઇ વર્મા બાર. એટ લો. લુણાવાડા
,, જસુભાઇ લાલભાઇ શેઠ મિલઓનર મુંબઈ
,, જે. એસ. અજમેરા માટુંગા
,, જે. આર. મોતીશા મુંબઇ
,, જીવણદાસ રામજીભાઇ મજીઠિયા માટુંગા
,, જીવતલાલ પ્રતાપશી શેઠ મુંબઇ
,, ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાલા સુરત
,, ડાહ્યાભાઇ છગનલાલ મુંબઈ
,, ડો. કેશવલાલ એમ. શાહ
એમ. બી. બી. એસ. મુંબઇ
,, ડો. મનસુખલાલ સી. કોઠારી મુંબઇ
,, ડો. હીરાલાલ ડી. પટેલ ઓફ્થેલ્મીક સર્જન મુંબઇ
,, ડો. સર મંગળદાસ મહેતા કે. ટી. ઓ. બી. ઇ.
એફ. આર. સી. પી. આઇ.
એફ. આર. સી. ઓ. જી મુંબઇ
,, દલીચંદભાઇ વીરચંદ શ્રોફ સુરત
,, દીનશાવ કૈકોબાદ કાવસજી જે. પી. મુંબઇ
,, દુલેરાય એ. પંડયા મુંબઇ

માનવંતા શ્રીમાન ધર્મદાસ શામળદાસ પ્રભુદાસ મુંબઇ
,, ધીરજલાલ કેશવલાલ ઠાકોર બાર. એટ. લૉ મુંબઇ
,, નટવરલાલ મગનલાલ પટેલ મુંબઇ
,, નથુભાઈ રાઇશી કુરલાવાલા કુરલા
,, નથુભાઈ લીલાધર ઘાટકોપર
,, નરભેરામભાઇ વનેચંદ પારેખ મોરબી
,, નરોત્તમદાસ ધનજીભાઇ માટુંગા
,, નહાલચંદભાઈ લલ્લુચંદ મુંબઈ
,, નાથુભાઈ કે. પટેલ. મુંબઇ
,, નાનાલાલ દ્વારકાદાસ માટુંગા
,, નાનાલાલભાઇ એન. શાહ મુંબઇ
,, નારાયણદાસ ઉમેદરામ શેઠ મુંબઇ
,, નંદુલાલ માણેકલાલ મહેતા દાદર
,, પદમશીભાઇ હરિદાસ મુંબઇ
,, પરમાનંદદાસ કરશનદાસ મુંબઇ
,, પરી સાકરલાલ લલ્લુભાઇ મનોરદાસ અમદાવાદ
,, પ્રતાપસિંહ કરશનદાસ આશર દાદર
,, પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટ મુંબઇ
,, પ્રાણલાલભાઈ દેવકરણ નાનજી મુંબઈ
,, પી. એમ. મહેતા એમ. ટી. એમ. એ. એસ. એસ. ટી. મુંબઈ
,, પ્રેમજીભાઇ પુરૂષોત્તમદાસ મુંબઇ
,, બાબુલાલ ઉત્તમરામ મરચન્ટ મુંબઇ
,, ભવાનીદાસ નારણદાસ મોતીવાલા બી. એ. એલ. એલ. બી. મુંબઇ
,, ભાઇદાસ ગુલાબદાસ મુંબઈ
,, મણીલાલ ડી. નાણાવટી સોલીસીટર સાહેબ મુંબઇ
,, મફતલાલ ગગલભાઈ શેઠ મિલઓનર મુંબઇ
,, મનોરદાસ ત્રિભોવનદાસ મુંબઇ
,, માણેકચંદ ઝવેરચંદ ઝવેરી મુંબઈ

માનવંતા શ્રીમાન માણેકલાલ હરગોવીંદ પંડયા ભાવનગર
,, મુનશાવ ઠાકોરલાલ સી. મિલ એજન્ટ અમદાવાદ
,, મોતીભાઇ પંચાણ મુલુંડ
,, મોતીલાલ મૂળજીભાઇ મુંબઈ
,, મોતીલાલ રાજવંશ મુંબઈ
,, મોરારજીભાઇ પદમશી મુંબઇ
,, મોહનલાલ ઓધવજી પરિખ બી. એલ એલ. બી. અમરેલી
,, મેઘજીભાઇ ગોપાળજી મુંબઈ
,, મંગલદાસ કાલીદાસ ચોકસી શાન્તાક્રુઝ
,, રાજવૈદ્ય એસ. એમ. શર્મા ભિષકકેસરી મુંબઇ
,, રા. બ. લલ્લુભાઇ અંબાલાલ એલ. સી. ઇ. મુંબઇ
,, રા. બ. હરજીવનદાસ ભવાનભાઈ કોટક બી. એ. એલ. એલ. બી. દીવાન સાહેબ જંજીરા
,, લક્ષ્મીદાસ પ્રેમજી ગોકળદાસ મુંબઈ
,, વાડીલાલ ચુનીલાલ શેઠ મુંબઇ
,, વાલચંદ હિરાચંદ મુંબઇ
,, વિજય ભટ મુંબઇ
,, વન્દ્રાવનભાઇ ગોરધનદાસ શેઠ મુંબઇ
,, શાન્તિકુમાર નરોતમ મોરારજી મુંબઈ
,, સ્વ. મનસુખલાલ સુખલાલ તારવાલા અંધેરી
,, સરદાર સાહેબ રા. બ. ભીમભાઇ રણછોડજી સુરત
,, સર ઇશ્વિરદાસ લક્ષ્મીદાસ નાઇટ મુંબઇ
,, સર ચુનીલાલ બી. મહેતા મુંબઈ
,, સુરજી વલભદાસ મુંબઈ
,, હરકીસનદાસ લક્ષ્મીદાસ શેઠ મુંબઇ
,, હરિદાસ અચરતલાલ મિલઓનર અમદાવાદ
,, હાથીભાઈ ગલાલચંદ મુંબઇ
,, હંસરાજ જીવણદાસ મુંબઈ

[ બાકી રહેલાં નામો હવે પછીનાં લીસ્ટમાં પ્રકટ થશે. ]

**ગૃહપુસ્તકાલય સેટનો સત્કાર કરનાર માનવંતા અ. સૌ. નામદાર મહારાણીજી સાહેબાઓ અને પ્રતિષ્ઠિત સંસ્કારી સન્નારીઓનાં મુબારક નામો.**

માનવંતા અ. સૌ. મહારાણીશ્રી શાન્તાદેવીબા વડોદરા
,, અ. સૌ. મહારાણીશ્રી વિજયકુંવરબા ભાવનગર
,, અ. સૌ. મહારાણીશ્રી ગુલાબકુંવરબા જામનગર
,, અ. સૌ. મહારાણીશ્રી ઇન્દિરાદેવીબા સીરમુર
,, અ. સૌ. મહારાણીશ્રી નરેન્દ્રકુંવરબા રાજકોટ
,, અ. સૌ. મહારાણીશ્રી આનંદકુંવરબા વાંસદા
,, અ. સૌ. મહારાણીશ્રી દીલહરકુંવરબા બારીયા
,, અ. સૌ. મહારાણીજી સાહેબા ઝાલરાપાટણ
,, અ. સૌ. સંતોકબહેન નાનજીભાઇ કાલીદાસ પોરબંદર
,, અ. સૌ. યશોમતી બહેન અનંતરાય પટણી ભાવનગર
,, અ. સૌ. શાન્તાબહેન ચીનુભાઇ લાલભાઇ અમદાવાદ
,, અ. સૌ. કમલાદેવીબહેન માણેકલાલ ચુનીલાલ મુંબઇ
,, અ. સૌ. પ્રભાકુંવરબહેન પ્રભાશંકર દવે રાજકોટ
,, અ. સૌ. ચંપાવતીબહેન રમણીકલાલ લખપતિ સુરત
,, અ. સૌ. દેવકીબાઇ દેવચંદ ધરમસી શેઠિયા મુંબઇ
,, અ. સૌ. વાલીબાઇ કાનજી ગોવીંદ કલ્યાણ
,, અ. સૌ. વેણીગૌરીબહેન ચંપકલાલ ચોકસી સુરત
,, અ. સૌ. લેડી તાપીબહેન ચુનીલાલ મહેતા મુંબઇ
,, અ. સૌ. વાલબાઇ હંસરાજ જીવનદાસ મુંબઇ

[ સ્થળ સંકોચને અંગે બાકીનાં નામો હવે પછીના લીસ્ટમાં પ્રકટ થશે]

પ્રભુ તુલ્ય સ્વ. પિતાશ્રીને





**સ્વ. રણછોડદાસ હરખજીભાઇ બુદ્ધ**

લાઠીના એક જાણીતા અને પ્રતિષ્ઠિત શહેરી શ્રી રણછોડદાસ હરખજીભાઈ બુધ્ધે તા. ૫ : ૭ : ૪૧ શનિવારે દેવશયની એકાદશીને રોજ સ્વર્ગવાસ કર્યો............સ્વર્ગસ્થ લાઠી રાજ્યની પ્રતિષ્ઠિત વ્યકિતઓમાંના એક હતા, અને કાઠિયાવાડના ગણ્યા ગાંઠયા મુત્સદ્દીઓમાં સ્થાન લઈ શકે એવી શકિત અને પ્રતિષ્ઠા ધરાવતાં હતાં. "નવ સૌરાષ્ટ્ર"

# અંજલિ

અમારા પરમ પૂજ્ય પિતાશ્રી સંવત ૧૯૯૭ ના અષાઢ સુદી દેવશયની એકાદશીના રોજ ગોલોકવાસી થતાં અમોને તો ભારે ખોટ પડી છે. અમારા પિતાશ્રીએ જ્ઞાતિ, સમાજ અને ધર્મની સુંદર સેવાઓ બજાવી તેમની અજોડ શક્તિ અને સેવાપરાયણતાનો પરિચય કરાવ્યો હતો. સિતેર વર્ષના પોતાના જીવન–કાળ દરમિયાન તેમણે જ્ઞાતિના એક અનન્ય આગેવાન તરીકે, લાઠી રાજ્યની પ્રતિષ્ઠિત વ્યક્તિ અને પ્રજાપ્રતિનિધિ તરીકે, સમાજના સાચા સેવક તરીકે જે આદર્શ સેવાઓ બજાવી છે તે અવિસ્મરણીય રહેશે.

અમારા પ્રત્યેનો તેઓશ્રીનો વાત્સલ્યભાવ અને ઉદારતા અમાપ હતાં. અમો તેઓશ્રીના ચિર ઋણી છીએ. અમારા પિતાશ્રીનો સ્વર્ગવાસ સાંભળી તેમના સ્નેહીઓના અમારા તરફ અનેક આશ્વાસનપત્રો આવ્યાં હતાં તે સહુના અમો આભારી છીએ. આવેલ આશ્વાસન પત્રોમાંથી આ નીચે ત્રણ અંજલિ રૂપે મૂકીએ છીએ.

**કટોસણ કુશળગઢ ઇત્યાદી અનેક રાજ્યોમાં દીવાનપદનો માનભર્યો હોદ્દો ભોગવનાર શ્રી અમૃતલાલ પ્રેમજીભાઇ પરમારના પત્રમાંથી :**

**જીવનને આંચકો લાગ્યો હોય તો તે આ ૬૦ વર્ષની ઉમરે અને પહેલી જ વાર લાગ્યો છે. મારી બાંહ્ય ત્રુટી ગઇ છે. પાંખ કપાઇ ગઇ છે, અને હું એકલો પડી ગયો છું. આજે મને જણાયું કે હું એકલવાયો છું.**

લાઠીનો હાકેમ, નાત જાતનો હાકેમ, કેશરીસિંહ જેવો–તમોએ તેમની જાહોજલાલી બહુ જ ઓછામાં ઓછી જોઇ છે. પણ એ તો ખરેખર વનરાજ હતો. એમની આજ્ઞા ઉથાપવાનું લાઠીના પ્રજાજન તો શું પણ કોઇ અમલદારનું પણ બળ નહોતું. મને તો તેમણે હવે ઓશિયાળી સ્થિતિમાં લાવી મૂકયો છે. ભૂલ્યું ભૂલાતું નથી. મરહુમના આત્માને પ્રભુ શાન્તિ આપો.

## રાજકોટના જાણીતા ધારાશાસ્ત્રીશ્રી ભગવાનજી અનોપચંદ મહેતા બી. એ. એલ. એલ બી. ના પત્રમાંથી :

તમારો પત્ર વાંચી અત્યંત ખેદ. રણછોડભાઈ મારા ખાસ સ્નેહી, લાગણીવાળા ઉપયોગી હતા.

તેમની ખોટ તમોને સંપૂર્ણ પડી પણ મારા જેવા સ્નેહીઓને પણ ખોટ પડી.

## લાઠીના ભૂતપૂર્વ દીવાનસાહેબ શ્રી ભગવતસિંહજીભાઈના પત્રમાંથી.

મારા હૃદયના અંગસ્વરૂપ રણછોડભાઇના સ્વર્ગારોહણના સમાચાર વાંચતા દિલને આઘાત થયો છે. તે દિલ સમજી શકે ભાઈ ! એ વસ્તુ શી રીતે, કયા સ્વરૂપમાં, શા આધારે લખી શકું ?

**બેદરદીન પ્રબીન લહે કછુ જાનત હૈ દરદી દરદી કી**

વિયોગનાં બાણો જેને વાગ્યાં હોય તેજ જાણી શકે. તેઓશ્રી મારા તો જીગર હતાં. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને અખંડ શાન્તિ બક્ષો.

અમો આજે એક વર્ષે એમની સંવત્સરી સમયે ભક્તિ ભાવથી ગદ્ગદ્ સ્વરે એમના સ્નેહીઓના સૂર સાથે ઉચ્ચારીએ છીએ કે પરમ દયાળુ પરમાત્મા અમારા પૂ. પિતાશ્રીના પૂણ્યાત્માને ચિર શાન્તિ અર્પો.

દેવશયની એકાદશી }
સંવત ૧૯૯૮ }

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ
અનુભાઇ ર. બુદ્ધ

# અંગુલિનિર્દેશ

ગુજરાતી સાહિત્યના ઇતિહાસ પર એક ઉડતી નજર કરતાં જ જણાઈ આવશે કે છેલ્લા એક દશકામાં કાવ્ય, નાટક, નિબંધ, નવલકથા; એ સર્વ સાહિત્ય-સ્વરુપોમાં છેલ્લા સ્વરુપે ઠીક ઠીક વિકાસ સાધ્યો છે. આપણા સામાન્ય વાંચકવર્ગની દૃષ્ટિએ સાહિત્ય એ ઊંડા અભ્યાસનો કે ગંભીર ઉપાસનાનો વિષય નથી, પરંતુ જીવનની ગડમથલથી ત્રાસી ગયેલાનું બે ઘડી મનરંજન કરવાનું, કલ્પના-વિનોદ કે આનંદપ્રમોદનું સાધન માત્ર છે! એટલે કોઇપણ સાહિત્ય-પ્રકાર કરતાં સામાન્ય જનસમૂહને આ પ્રકાર વધુ માફક આવે છે! અને એથી જ કદાચ ટૂંકી વાર્તાનું સાહિત્ય અત્યારે ખૂબ ખેડાઇ રહ્યું છે. અનેક દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોની નવલિકા-ભૂખને સંતોષવા અત્યારે થોકબંધ ટૂંકી વાર્તાઓ સર્જાતી જણાય છે, અને એ ક્ષેત્રમાં સિદ્ધહસ્ત લેખકોથી માંડીને ઉગતા અને શિખાઉ લેખકો સુધીનો મોટો વર્ગ પોતપોતાની કલમો કસી રહેલ છે. દર માસે ઉભરાતી આ જથ્થાબંધ નવલિકાઓમાં ચિરંજીવ તત્ત્વોવાળી અને ઉત્કૃષ્ટ ગુણો ધરાવતી કલાકૃતિઓ કેટલી? એ પ્રશ્ન ખરે જ મૂંઝવી રહ્યો છે. સમયદેવના સુપડામાં એ સોવાઇ રહેલ છે અને ઘઉં ને કાંકરા જુદાં પડતાં આવે છે!

સાહિત્યનાં સર્વ સ્વરુપોમાં ટૂંકી વાર્તાની કલા એ કદાચ વધુમાં વધુ અઘરી કલા છે. કલા અને પ્રતિભાનું ઘનીકરણ થાય છે ત્યારે જ તેમાંથી સાચી નવલિકા જન્મે છે. આપણા દરરોજના જીવનમાંથી કોઈ એકાદ સુંદર પ્રશ્નને સિફતથી ઉઠાવી લઈ, થોડા જ શબ્દોમાં તેને ઝળહળતા તેજ-ગોળા જેવો બનાવવો કે કોઇ એકાદ પાત્રને માપેલી પંક્તિઓમાં કલાભરી રીતે સજીવ બનાવી દેવું, એ સામાન્ય કલા નથી. 'જે વીજળીના ચમકારાની પેઠે એક દૃષ્ટિબિંદુ રજૂ કરતાં કરતાં સોંસરવી નીકળી જાય અને બીજી ઝાઝી લપછપ વિના માત્ર ઈશારો કરીને સૂતેલી લાગણીઓ જગાડી વાંચનારની આસપાસ એક નવીજ કાલ્પનિક સૃષ્ટિ ઘડી કાઢે એ ટૂંકી વાર્તા.' એવી જે વ્યાખ્યા એ નવલિકા માટે નક્કી થઈ ચૂકી છે તે કોઇ પણ નવલિકાકારે ભૂલવા જેવી નથી.

ભાઇશ્રી ધૈર્યચન્દ્ર ર, બુદ્ધની સાહિત્ય-સેવાથી ગૂજરાત અજાણ નથી જ. અત્યાર સુધીમાં એ ભાઇએ સંખ્યાબંધ નવલિકાઓ, કાવ્યો અને અન્ય સંપાદનો ઇત્યાદિનાં પુસ્તકો આપી મહાગુજરાતને ચરણે એમનો સાહિત્ય-અર્ઘ્ય ધર્યો છે.

નવલિકાકાર કે વિચારક કરતાં પણ શ્રી. બુદ્ધ એક કવિ તરીકે વધુ આકર્ષે છે, એમણે થોકબંધ બાલ–સાહિત્ય પણ સરજ્યું છે. બાળકોના માનીતા કવિ- ઓમાંના એ એક છે. સુરીવાડી ગઝલોથી માંડીને અંગાર ઝરતાં 'રોટીનાં ગાન' સુધીનાં એમનાં કાવ્યો એમના કવિ-હૃદયને શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરે છે.

આજે એમની વીશ નવલિકાઓનો સંગ્રહ ' સુરંગા ' નામે પ્રકટ થાય છે. આ સંગ્રહમાંની પ્રત્યેક વાર્તામાં લેખકે માનવ-જીવનના વિવિધ પ્રશ્નો રજૂ કર્યા છે, અને પોતાની આસપાસની દુનિયામાંથી એક એક પાત્ર ઉઠાવી તેને સજીવ કરવાનો પ્રયાસ કર્યો છે. એમાં પતિની ગમે તેવી ઘેલછાને નભાવી લેતી આર્યગૃહિણી સુરંગા છે, અને સમાજના પાપે પતિત બનેલી સરલા અને અનિલા પણ છે. પુત્ર માટે વલખાં મારતી સ્નેહલતા અને પેટ માટે દેહ વેચતી સરૂ, વૃદ્ધ પતિ સાથે પરણવાની છડેચોક ના કહેનાર રસિકા અને ગરિબાઇની તીખી આગમાં જલતી મોતી, લગ્નનાં ચોગઠાં ગોઠવતા છગનલાલો અને કેવળચંદો તેમજ લોહીનો વેપાર કરતા મોતીચંદો; માનવતા પરવારી બેઠેલા માનવ–પિશાચોના નિર્દય શિકાર બનતાં રમેશ ને અસુ, અને કાયદાની બારીકીમાંથી આબાદ છટકી જતો શશીવદન; ટાઈપીસ્ટ મનોરમાના સૌંદર્ય પાછળ ઘેલો બનતો મધુકર, અને વહેમી પતિની સરલ પત્ની સાધના; જીવ- નના ઝંઝાવાતમાં અથડાઈ કુટાઈ ગાંડી બનતી મધુરિકા અને નીચ તલાટીની ચૂસણનીતિનો ભોગ બનતો કાનો પટેલ; એમ વિવિધ પાત્રો સાથે અનેકવિધ પ્રશ્નો અને પ્રસંગોની ગૂંથણી કરી લેખકે આ વાર્તા સંપૂટ આપણી સામે ધર્યો છે સમાજની અવ્યવસ્થા અને એકપક્ષી રચનાને પરિણામે ઉદ્ભવતા અનેક સળગતા પ્રશ્નો લેખકે વાર્તામાં વણી લીધા છે. એમાં ઊંડાણવાળા (Intensive) જીવનદર્શન કરતાં વિવિધ અને વિસ્તૃત (Extensive) જીવન-દર્શન વિશેષ છે.

જીવનના અનુભવ, અભ્યાસ, પરિશીલન અને ચિન્તનમાંથી એમણે જે કાંઇ મેળવ્યું છે, તે ગુજરાતના માનસ ઘડતરને, ચારિત્ર્યવિકાસને અને જીવ- નને કો' ઉજ્વલ પ્રકાશથી સમ્માર્જિત કરવામાં કેટલે અંશે મદદરૂપ થાય તેમ છે, તે તો એમની સાહિત્યકૃતિઓજ કહે એ વધુ ઠીક છે.

મૂળ વસ્તુથી દૂર રાખી વાંચક ભાઇ-બહેનોની રસવૃત્તિ અને સહનશક્તિનું હવે આથી વધુ અપમાન કરવાની ધૃષ્ટતા નહીં કરું.

તા. ૨૧-૭-૪૨ —મોહનલાલ ધનેશ્વર દવે

# નિવેદન

**સારા**એ જગતની માનવતા આજે ખૂનનાં આંસુએ રડી રહી છે. ખુનામરકી, ભુખમરો અને સંહારના ભીષણ દાવાનળમાં સપડાઇ રહેલ જગત આજે ઝેરી ગેસથી ગૂંગળાઇ રહ્યું છે. આજની મોંઘવારી આજની બેકારી અને સહુ તરફથી શું થાશે? શું થાશે? એ એક જ પ્રશ્ન પડછંદા પાડી રહ્યો છે. કાગળના ચાર ચાર ગણા ભાવ વધ્યા છે, આવા સંજોગોમાં પણ આ પ્રકાશન શકય બને છે. તેનો યશ ભાવનગરના નામદાર મહારાજા સાહેબ **શ્રી. કૃષ્ણકુમારસિંહજી કે. સી. એસ. આઇ.** સાહેબને ઘટે છે. તેઓ નામદારના સુરાજ્યમાં સાહિત્યના સદ્‌ગ્રંથોને ઉત્તેજન આપવા માટે જે ગ્રંથોત્તેજક ફંડની યોજના છે તેનો અપૂર્વ લાભ આ પુસ્તકને મળ્યો છે તે બદલ કમિટીના માનનીય પ્રમુખ સાહેબ તથા સભ્યોનો હું આભાર માનું છું.

કલાપીની પુણ્યભૂમિ લાઠીનો હું પ્રજાજન છું, અને લાઠીના સાહિત્યપ્રિય રાજવીશ્રી **પ્રલ્હાદસિંહજી સાહેબ**નો મ્હારા દરેક પ્રકાશનો પ્રત્યે સદ્‌ભાવ છે તે બદલ હું તેઓ નામદારનો ઋણી છું.

પ્રકટ થતી વાર્તાઓ અગાઉ લોકપ્રિય સામયિકોમાં પ્રકટ થઈ ચૂકેલ છે. માનવજીવનમાં હરઘડીએ નજરે પડતાં વિવિધ પ્રસંગોને વાર્તાઓના સ્વરૂપે રજૂ કરવા મેં પ્રયાસ કર્યો છે. તે કેટલે અંશે સફળ થયો છે તે વિવેચકોની સરાણ ઉપર નક્કી થાય તે ખરૂં.

મ્હારા પ્રત્યે લાગણી રાખનાર લેખકમિત્રો, સ્નેહીઓ, શુભેચ્છકો એ સર્વનો હું આભારી છું. મ્હારા શુભેચ્છક શ્રી. હરિકૃષ્ણભાઇ વ્યાસનો હું ઋણી છું. અંગુલિનિર્દેશ કરનાર જાણીતા લેખક ભાઇશ્રી મોહનલાલ દવેનો આભાર માનું છું. અને આ પ્રકાશનના પ્રુફ ઇત્યાદી કાર્યમાં ઉપયોગી થનાર મારા સ્નેહી શ્રી. મકનજીભાઈ પરમારનો પણ હું આભારી છું.

નિહારીકા
**લાઠી**

ધૈર્યચન્દ્ર ર. બુધ્ધ

卐 卐 卐

# એક પછી એક



અનુક્રમ ૭-૮-૧૨ ની વાર્તાઓમાં માત્ર પ્લોટની અમુક અંશે છાયા જ સૂચિત છે બાકીની બધીજ વાર્તાઓ મૌલિક છે. લેખક.

卐 卐 卐

# સુરંગા

'આમ જો, અમારો બંગલો.' જાદવે પોતાના કાગળનો બંગલો છોકરાંઓને બતાવતાં અને નાચતાં નાચતાં કહ્યું.

'અને આ અમારી રેલગાડી તમારા બંગલાને પણ ભાંગી નાંખે.' રમુ બાકસનાં ખોખાંની બનાવેલી પોતાની રેલગાડી તરફ એડીસનના આત્મસંતોષથી જોતાં બોલ્યો.

'અને બંદાએ પન...' જનુનો અવાજ ત્યાં જ અટકી ગયો. એનું કારણ શોધવા બાળકોએ બારણા તરફ જોયું તો એના પિતા નૌતમલાલને આવતા દીઠા.

'આ બધું શું તોફાન મચાવ્યું છે? સાલા બેવકુફ વાંદરાઓ બહાર જઇએ એટલી જ વારમાં બધું વેરણ છેરણ......કયાં ગયાં તમે?' છોકરાઓને ધમકાવતાં છત્રી ખીંતી પર ટાંગી, ડગલો ટોપી ઉતારતાં નૌતમલાલે પોતાની પત્ની સુરંગા તરફ જોઈ કહ્યું.

છોકરાંઓ બધાં એક પછી એક 'રફૂચક' થઇ ગયાં. જનુ બિચારો અસ્થિર નેત્રે માતા પિતા સામે જોતો ઊભો.

'જુઓ તો ખરા, આ બધું ઓટલોને મસીદ કરી દીધું. રમુડો, બલુડો અને લલ્લુડાનાં જ કામ! બધાં વાંદરાને અહીં ભેગા શા માટે થવા દ્યો છો? મારી બીઝીક રમવાના ગંજીપા, સીગારેટ અને બાકસનાં ખોખાં, બધું ધૂળધાણી કરી દીધું.' પોતાની પત્ની સુરંગા તરફ જોઇ જનુને ઠપકો આપતા હોય તેમ નૌતમલાલ બોલ્યા.

સુરંગાનાં નેત્રોમાંથી વાત્સલ્ય વર્ષતું હતું; નૌતમલાલના નેત્રોમાંથી ક્રોધની જ્વાળા ભભૂકતી હતી. જનુ પોતાના અધકચરાં જ્ઞાનથી એ બે ભાવની સરખામણી કરતો હતો.

'હજુ તો ઊગીને ઊભા થયા છે ત્યાં મોટા બંગલા બાંધતાં શીખે છે, અને રેલગાડીઓ ચલાવવા તૈયાર થાય છે. મોટાં થતાં કોણ જાણે શું નહિ કરે! આવાં અટકચાળાં હવે મારે નહિ પોષાય. હું ઓફિસે જાઉં કે પાછળથી વાંદરાઓ બધું વીંખી પીંખી નાખે, છતાં તમે કાંઇ ન કહો?' નૌતમલાલે પોતાની પત્નીને ઠપકો આપવા માંડયો.

'હું શું કહું? બચ્ચાં હોય તે રમે, બાલવય હંમેશાં નિર્દોષ હોય છે. એ કાંઇ થોડા સમજે છે? છોકરાંઓ હંમેશાં એવાં જ હોય, અને જનાર્દનની રમત તો બુદ્ધિ શક્તિ ખીલે અને મગજ કેળવાય એવી મને લાગે છે.' નરી સરળતાની મૂર્તિ સરીખડી સુરંગાના મુખમાંથી રૂપેરી ઘંટડી જેવા ઉપર પ્રમાણે શબ્દો સંભળાયા.

જનુની મા સુરંગા યુવાન છતાં પ્રૌઢાને ભુલાવે તેવા ડહાપણ-વાળી તથા પતિપ્રેમી સ્ત્રી હતી. તેનું હૃદય બહુ જ કોમળ હતું.

'ત્યારે કયારે સમજાશે! બચ્ચાંને મરજી માફક વર્તન કરવા દેશો તો તે વધુ ને વધુ ઉચ્છૃંખલ બનશે તેનું કંઈ ભાન છે?' કહી નૌતમલાલે આરામ ખુરસીમાં પડી સીગારેટ સળગાવી.

'તમારું દિલ કોચવાતું હોય તો હવે એ છોકરાઓ રમવા નહિ આવે, પત્યું?' પતિપ્રેમી સુરંગાએ ટૂંકમાં પતાવ્યું.

'એ હું કયાં કહું છું, પરંતુ આખું દિવાનખાનું બગાડે છે.' નૌતમલાલે સીગારેટના ધુમાડા કાઢતાં કહ્યું, બળી ગયેલી સીગારેટમાંથી થોડી રાખના તણખા ઉડયા.

'પણ હવે દિવાનખાનું નહિ બગડે અને જનુ પણ એ છોકરાઓ સાથે નહિ રમે.' મૃદુ સ્વરે બોલી સુરંગા અંદર ગઈ. પાછળ જનુ પણ માતાનો પાલવ પકડી ચાલ્યો ગયો.

* * * *

ત્યાર પછી કદી જાણે કે જનુ તેના મિત્રો સાથે દિવાનખાનામાં રમવા નથી આવતો. નૌતમલાલ ઓફિસે ગયા પછી જનુ શેરીના છોકરાઓ સાથે રમવા જાય છે. સુરંગા નૌતમલાલની ગેરહાજ-રીમાં જનુને બાળકો સાથે રમવાની છૂટ આપતાં અને જનુ પણ રમતો; તેનું બાળ હૃદય પિતાના હૃદય ભાવ કેમ જાણે વાચી ગયું ન હોય ? સુરંગા જનુને છોકરાઓ સાથે રમવા મોકલતી અને ઘરમાં આવેલ મિઠાઇ પણ જનુના મિત્રો–છોકરાંઓને સમભાગે વહેંચી આપતી. નૌતમલાલને પણ આ માટે મજબૂત શક હતો. સુરંગા એકના એક લાડીલા જનાર્દન માટે, તેના લાડકોડ પૂરા કરવા માટે આકાશ પાતાળ એક કરતી. આ બધી ઘટના નૌતમલાલ કેમ જાણે અદૃષ્યપણે અવલોકતો હોય તેવો તેને આભાસ થતો અને અદ્ભૂત આંચકી અનુભવતો.

* * *

મનુષ્ય ધારે છે શું અને કુદરત કરે છે શું ? સમયને બદલાતાં વાર લાગતી નથી. સૂર્યની પણ દિવસમાં ત્રણ ગતિ થાય છે. ઉદય, મધ્યાહ્ન અને અસ્ત; ત્યાં માનવીનું શું ગજું ?

હેતાળ પતિપરાયણા સુરંગા જાણે કે એકાએક માંદગીને બિછાને પટકાઈ. અસ્ત થતા સૂર્ય જેવી સ્થિતિ નૌતમલાલની થઇ પડી. એના ઉપર એકાએક આફતનો પહાડ તૂટી પડયો.

જનુની કાળજી માટે સુરંગા ઓછી ઓછી થઇ જતી. જનુ બાળકો સાથે નિર્દોષ રમત રમે તે પણ પોતાના પતિને ન ગમે એ

વિચારે તેનું હૃદય અકથ્ય વેદના અનુભવતું. એકાએક સુરંગા માંદગીને બીછાને પટકાઇ પડી.

સુરંગા તાવના જોરમાં બકવા લાગી. 'બેટા જનુ, ઓહ મારો જનુ, હું જાઉં છું...તારું શું થશે' એ પ્રશ્નો સાથે જ તેના નેત્રો માંથી ગંગા યમુનાનો પ્રવાહ વહેવો શરૂ થયો. બિછાનું ભીનું થયું.

'તને શું થાય છે! જનુની ફીકર શા માટે? શું જનુ મને વહાલો નથી? મારો પુત્ર નથી? માથું દુઃખે છે? ડોકટરને બોલાવું!' નૌતમલાલે એક સામટા અનેક પ્રશ્નો પૂછ્યા. તેના ઉત્તરમાં આંખના ડોળા ફાડી સુરંગા બોલીઃ 'જનુ તમારું શું બગાડે છે?'

બિચારો જનુ–નિર્દોષ જનુ હૃદયફાટ કલ્પાંત કરવા લાગ્યો. એ કરૂણ દૃષ્યથી નૌતમલાલનું હૃદય દગ્ધતા અનુભવી રહ્યું. ટેલીફોનથી તુરત ડોકટરને બોલાવવામાં આવ્યા.

અનેક દવાઓ અને ડોકટરોની દોડધામને અંતે પણ સુરંગાની હાલત સુધરી નહિ.

નૌતમલાલની આશા વેલ કરમાણી. હૃદયની ચંદ્રિકા બુઝાઇ ગઇ. તેનું હૃદય ભાંગી પડયું. સુરંગા પરલોકવાસી થઈ. એ જાણી નૌતમલાલના આશા મિનારા દિવાનખાનામાં રમતાં બાળકોનાં ગંજીપાનાં બંગલા જેમ પડી ગયા. આભ જાણે તેના માથે તુટી પડયું હોય, એવી વેદના અનુભવતા દુઃખી હૃદયે તેની આંખોમાં અંધારા આવવા લાગ્યા. જાણે પૃથ્વીની ઊંડી ગર્તામાં સમાઇ જવાની તૈયારી ન થતી હોય તેમ એને થવા લાગ્યું.

બિચારા જનુનું તો કલ્પવૃક્ષ સુકાઇ ગયું. સર્પનો મણી જવાથી એ જેવો વિહ્વળ બની જાય તેવો વિહ્વળ થતો જનુ નૌતમલાલની નજરમાં દેખાયો, તેની નિર્દોષ મૂર્તિ વધુ કરુણ લાગવા માંડી. નોતમલાલને એ દૃષ્ય વધુ ભયંકર લાગ્યું.

સુરંગાનો દેહ સ્મશાન ભૂમિમાં લાવવામાં આવ્યો. તેનો આત્મા તો અનંતતાના કિનારે પહોંચી ગયો હતો. સ્મશાન ભૂમિનો દેખાવ નૌતમલાલને ભયંકર લાગ્યો. પ્રાણુથી પણ વહાલી પત્ની 'રણમાં જાણે મીઠી વીરડી જેવી'–જીવનનો આધાર ચાલી જતાં તેની સાથના પ્રેમ મસ્તીભર્યા પ્રસંગો સાંભરી આવતાં દુઃખી થઇને માથું પછાડવા લાગ્યો.

પત્નીની બળતી કાયા તથા તેની ખાખ જોઇ નૌતમલાલને જાણે કે રૂંવાંડે રૂંવાંડે કાતિલ વીંછીઓના ડંખ લાગતા હોય એવી વ્યાધિ થવા લાગી.

ચિંતા, વ્યગ્રતા અને ઉદાસીનતાથી ભરેલો એ ઘેર આવ્યો. સુંરગાની જ પ્રતિમા રૂપ જનુનું નિર્દોષ મુખ જોતાં એ રડી પડયો. તેનો કલ્પાંત જોઇને દિવાનખાનાના પથ્થરે પથ્થર પણ રડતા હોય તેવી ગમગીની પ્રસરી.

જનુનું નિર્દોષ મુખ બોલતું હતું. 'બાપુજી, માલી બા કાં ? બાપુજી, એં એં એં...'અને એ શબ્દો સાંભળતાં તો તેના હૃદયનાં ચૂરા થવા લાગ્યા.

હવે તેનું એક જ ધ્યેય રહ્યું. ' જનુ કેમ રાજી રહે અને એને રાજી રાખવા માટે તે અનહદ પ્રયાસ કરવા લાગ્યો. હંમેશ આવતાં માસિકો અને સાપ્તાહિકોના અંકના ફોટાઓ જોઈ તેનું દિલ રંજન થશે એ આશાએ બતાવતા પરંતુ એ ચિત્રો જોઇને જનુ કહેતો:

' આમાં માલી બા બેઠી છે પન બોલે છે કાં ? બાપુજી કો'ને બા બોલે.' એવા એવા કરૂણ શબ્દો સાંભળતા નૌતમલાલ વધુ દુઃખી થતો.

જનાર્દનની કરુણ મૂર્તિ જોઇ તેને રાજી રાખવા માટે વિકટમાં વિકટ કાર્ય હોય તો પણ કરવા તે તૈયાર રહેતા. એક વખત જનુને તેણે કહ્યું.

'બેટા તને શેરીના છોકરા સાથે રમવું ગમે? લલ્લુ, બલ્લુ અને રમુ બધાને બોલાવીશું.'

'પન પાછા તમે ઢખશો, માલી બા કેટી કે ટેની સાથે લમીશ માં' બાળકોનું નામ સાંભળતા પ્રફૂલ્લિત થયેલા વદનપર પિતાની બીકે ફેલાયેલી કાલિમાની છાંટ સહિત જનુ બોલ્યો.

એ શબ્દો સાંભળતાં નૌતમલાલે જોરથી ચીસ નાખી. 'વહાલી સુરંગા, દેવી સુરંગા મને માફ કર.....' તેનો અવાજ ફાટી ગયો. અને હાથ લાંબા થતાં એ 'ઇઝીચેર' પરથી નીચે ગબડી પડયા.

* * *

અવાજ સાંભળી સુરંગા આવી જુએ તો નૌતમલાલ ખુરશી નીચે પડેલા હતા,

કોમળ હાથ વડે તેણે બેઠા કર્યા. ભાનમાં આવતાં આંખો ચોળતાં અને સ્વસ્થ થતાં નૌતમલાલ જુએ છે તો ખરેખર પોતાની પત્ની સેવા સુશ્રૂષા કરી રહી છે.

આ શું બની ગયું? પોતે કયાં છે? મારી પત્ની મૃત્યુ પામી અને અહીં કયાંથી?

છોકરાઓને આવવાની નૌતમલાલે બંધી કરી, સુરંગા તરફ ગુસ્સે થયા પછી સુરંગા અને જનુ સાથે અંદર ગયા. પછી પોતે 'આર્મચેર' પર બેઠા અને વિચારવંત દશામાં નિદ્રા આવી અને તેમાં આ શું બધું ય સ્વપ્ન જ હતું? તે કાંઈ સમજી શકયો નહિ.

'કેમ શું થયું? આટલા બધા ગભરાયા છો શા માટે? શું કાંઈ ખરાબ સ્વપ્ન આવ્યું હતું?' સુરંગાએ પોતાના પતિને વાંસે હાથ પસવારી સ્નેહભાવે પૂછ્યું.

રાત્રિ વીત્યા પછી સૂર્યોદય થતાં મન જેવું પ્રફુલ્લિત બને તેવા આનંદથી નૌતમલાલે કહ્યું 'વહાલી, વહાલી, મને માફ કર, જનુને

કદી હવે હું બાળકો સાથે રમવા ના નહિ કહું, અને ભલે મારું બધું દિવાનખાનું વિખી નાખે છતાં હું ગુસ્સે નહિ થાઉં. મને માફ કર.'

આ શું પરિવર્તન ! સુરંગાના હૃદયમાં પ્રશ્ન ઉપસ્થિત થયો. હર્ષના મોજા ઉછળ્યા, ઉલ્લાસની ઊર્મિ ઊછળી અને તેમાં ભીંજાઇને એ પ્રશ્ન ઓગળી ગયો.

નૌતમલાલનો ડર ગયો છતાં તેનું હૃદય ઊંડે ઊંડે પુકારી ઊઠ્યું કે, 'જો આવું ખરેખર બન્યું હોય તો ?' તો જરૂર પોતે માથાં પછાડી પછાડીને મરે. પશ્ચાતાપના અગ્નિમાં ખાખ થાય.

પશ્ચાતાપનાં આંસુ તેની આંખમાંથી ખર્યાં. સુરંગાના નેત્રો પણ પાણીથી ભરાયાં. અને નૌતમલાલના સ્વપ્નની વાસ્તવિકતાનો અનુભવ દુશ્મનને પણ ન થાય એમ તે દંપતીએ ઇચ્છયું.

બિચારો જનુ એ તારામૈત્રકમાં અને વાતમાં કંઇ ન સમજ્યો પણ એ એટલું તો અવશ્ય સમજ્યો હતો કે હવે દિવાનખાનામાં મારા લંગોટીઆ ભાઇબંધો સાથે રમવાની બાપુજીએ છૂટ આપી છે.

નૌતમલાલ ને સુરંગામાં સાત્વીક પ્રેમ હતો. સુરંગા વિષેના અનિષ્ઠ સ્વપ્ને નૌતમલાલમાં પરિવર્તન આણ્યું, ને પિતાના એ પરિવર્તને જનુ તો જાણે જગ જીતી ગયો હોય તેમ કિલકિલાટ કરતો તેના ટચૂકડા દોસ્તોને તેડવા દોડ્યો. નૌતમલાલ ને સુરંગા પ્રેમ દૃષ્ટિએ એ દોડયા જતા બાળને તાકી રહ્યા. જનુ દેખાતો બંધ થયો એટલે નૌતમલાલ સુરંગાને પ્રેમથી ટપલી મારતા બોલ્યા : 'સરૂ, અંતે તું જ જીતી.'

'જીત તો અંતે અમારી જ થવાની સમજ્યા !' કહેતા સામી ટપલી મારી સુરંગા સરકી ગઇ.

# પતિતા

**સ**માજ એને સડેલ લતો કહી ઘૃણાથી નાક ચડાવતો. છતાં રાત્રીનો અંધાર પછેડો જગતપર પથરાતો ત્યારે નાક ચડાવનારાઓ-માંથી કેટલાય એ અંધાર પછેડાની ઓથ લઇ ત્યાં આવતા.

રંગરાગની મિજલસો જમાવી એ નર્તકિઓ ને સદાસૌભાગ્યવતીઓનો સ્નેહ સંપાદન કરવા મરી ફીટતા. સવાર પડતાં પાછા સજ્જનો બની પેલા લતા ઉપર ઘૃણા વર્ષાવવા લાગી જતા

એવો એ લતો હતો. તેમાંનાં એક મકાનનાં એક સુશોભીત રૂમમાં આકર્ષક ફરનીચર ગોઠવવામાં આવ્યું હતું. સોફા શું કે કબાટ શું! આર્મચેર શું કે ઝુલા શું! આંખને આનંદ આપે તેવા રંગથી રંગવામાં આવ્યા હતાં. ચારે દિવાલો પરના ચિત્રો તો જાણે વિલાસમય હતાં અને એમાંએ મોટા એનલાર્જડ ચિત્રો હતાં તે કળામય પણ માદક બનાવે તેવા હતાં; જરાયે દંભ વગર કહીએ તો કળાનું ખૂન કરતા; કળાને નામે પિશાચલીલા બતાવતાં વિલાસી ચિત્રો, તેમાંયે મદભર માનુનીનું ચિત્ર યુવાન હૃદયને ભમાવી મૂકે એવું હતું. ‘ નવોઢા ’ ‘ અભિસારિકા ’ ‘ પ્રણય પાંખડી ’ ઇત્યાદી ચિત્રો પણ કળાનાં નામે વિલાસની મૂર્તિઓ સમા હતાં. એ સિવાય એ રૂમમાં શીલ્પની નગ્ન મૂર્તિઓ પણ એટલી જ ઉન્માદક હતી.

ઊંચી જાતની અગરબત્તીની સુવાસ, ફ્લાવર પોટમાં મૂકવામાં આવેલ સુગંધિત પુષ્પો અને કેવડાનાં ડોડા મગજને તર કરતા હતા.

રૂમની એક બાજુ ગોઠવેલ ગાદી તકિયાની બેઠક પર એક સુંદર નવયૌવના આકર્ષક વસ્ત્રાભૂષણોથી સજ્જ થઇને બેઠેલ હતી; તેની પાસેનાં રૂપાના મેજ પાસે પાનદાની, થૂંકદાની અને દિલરૂબા પડયાં હતાં.

સ્ત્રીની આંખોનો ચળકાટ એટલો તેજસ્વી હતો, કે, ભલભલા પુરુષોને તાબેદાર બનાવવાની તેમાં તાકાત હતી. તેના એકે એક અંગનું લાવણ્ય અદ્‌ભૂત મસ્તી ભર્યું હતું. એ રૂપને ટાપટીપથી તેણે વધુ આકર્ષક બનાવી દીધું હતું.

સુંદરીએ દિલરૂબા હાથમાં લીધી અને તેનાં તારનાં ઝણઝણાટથી આખો રૂમ ગાજી રહ્યો. દિલરુબાનાં તારનાં ઝણકાર સાથેજ એક બાઇ અંદર આવી અને કહેવા લાગી. ‘બાઇ સાહેબ મોટર આવી છે.’

નવયૌવનાએ તે બાઇ સામે મીટ માંડી કહ્યું, ‘શેઠને અંદર તેડી લાવ.’

વીજળી વેગે એ બાઇ બહાર ચાલી ગઇ. સુંદરીએ પોતાના વસ્ત્રો જરા ઠીક કર્યા, થોડીવારમાંજ ચાર યુવાનોએ ત્યાં પ્રવેશ કર્યો, અને ગાદી તકિયાની બંને બાજુ ગોઠવેલા સોફાપર બેઠા.

‘ગુલશન. આજ કોઇ અજબ ગાન ગાવાનું છે; કારણ કે મારા સ્નેહીઓ આવ્યા છે.’ શેઠે કહ્યું.

પ્રાણવલ્લભદાસ શેઠ મુંબઇના ધનાઢય હતા, એટલું જ નહિ પણ તેમની ચાર–પાંચ પેઢીઓથી શ્રીમંતાઇ ચાલી આવતી હતી. શેઠના ચાર તો માળા હતા. ઘરે સાહ્યબીનો પાર નહોતો.

‘મહેમાનો કયાં રહે છે!’ ગુલશને સવાલ કર્યો અને તેની તેજસ્વી આંખ આવેલ ત્રણ મહેમાનો પૈકી એક યુવાન તરફ તિક્ષ્ણપણે ચોંટી.

'કાઠિયાવાડના છે' શેઠે કહ્યું.

ગુલશને વધુ પુછપરછ નહિ કરતાં દિલરૂબા બજાવવું શરૂ કર્યું. તારના ઝણઝણાટ સાથે યુવાનોનાં હૈયામાં ઝણકાર જાગ્યો. વિલાસી ચિત્રો, સુગંધીત સુવાસ, માદક સૌંદર્ય એમ ત્રણે દિલ ઉશ્કેરતી ચીજોથી કોનું દિલ હાથ રહે?

'ગુલશન'નાં ગળામાંથી કોઇ અજાયબ સંગીત ઝરવા લાગ્યું અને દિલરૂબાનાં તારની મીલાવટથી સંગીતનો સુમેળ જામ્યો.

મેરા દિલકા દર્દ કોન પીછાને!

મેરા........દિ......લ......કા......દર્દ કોન પિછાને!

ગુલશનનાં શબ્દે શબ્દે અજબ માધુર્ય ઝરતું. સાથોસાથ સંગીતમય વાતાવરણમાં કરૂણતા પથરાઇ ગઇ. કોઇ અજબ આકર્ષણ સાંભળનાર પર અસર પેદા કરવા લાગ્યું. ગુલશનના મુખ પરની રેખાઓ તેના શબ્દે શબ્દે અવર્ણનિય અકથ્ય વેદના વ્યક્ત કરવા લાગી. સાંભળનારનાં હ્રદય પર અદ્દભૂત પ્રભુત્વ મેળવતું એ સંગીત પલ્ટા પર પલ્ટા લેવા લાગ્યું. દિલરૂબા સાથે ગાન આગળ વધ્યું.

દર્દીકી ગત દર્દી હી જાને, મેરા દિલકા દર્દ કોન પિછાને?

આત્માનાં ઉંડાણમાંથી જન્મેલું સંગીત દરેકને પિગળાવી દે છે. ગુલશન આજ સંગીત સાથે એક્ય અનુભવી રહી હતી. ઘડીભર તે જગતનું તો શું, પણ પોતાની આસપાસનું પણ ભાન ભુલી ગઇ હતી. લોકો તેને પતિતા કે ગાયીકા, ગમે તે કહેતા; પણ તે સંજોગવશાત્ આ કાર્યમાં પ્રેરાઇ હોય એવું તેના મુખ પરની રેખા જોઇ, આવેલ પૈકીનો એક યુવાન માનવા લાગ્યો.

તનનો પ્રેમ એ પ્રેમ નથી, પણ મોહ છે. જગતનો મોહ એ મોહને વધુ વિનાશી બનાવે, પરંતુ આત્માનો પ્રેમ એજ માણસને

ખરી મુક્તિ અપાવી શકે છે, એવા પ્રેમની ઉપાસના વડેજ સાચો વિજય મેળવી શકાય છે.

યુવાન વિચારવા લાગ્યોઃ ઝેરીલો સમાજ કંઈક બીચારીઓની પાંખ તોડી જીવન છિન્ન ભીન્ન કરી નાખે છે. શું વેશ્યાઓનો વરસાદ આકાશમાંથી વરસે છે ? હરગીજ નહિ. સમાજ પોતાની માતા, દીકરી, બહેન યાને પત્નીનેજ પતિતા બનાવે છે. ગુલશનનાં સંગીતે તેના હૃદય પર અજબ આકર્ષણ કર્યું.

ગાન અટક્યું. પ્રાણવલ્લભદાસ વિગેરે ઊઠયા, એ યુવાન બેસી રહ્યો. શેઠે પૂછ્યું, 'કેમ ચાલો !' યુવાને કહ્યું, 'થોડીવાર પછી આવીશ. હૃદયની એક મૂંઝવણનો મારે ઉકેલ શોધવો છે.'

માર્મીક હાસ્ય હસતા ત્રણે જણા પસાર થયાઃ યુવાન બેસી રહ્યો.

ગુલશન એક નજરે તેની સામે જોઈ રહી. યુવાન એ ગુલશનને પીછાની ગયો હતો, તેનું હૃદય રડી રહ્યું હતું.

'ભાઇ તમે કેમ બેસી રહ્યા ?' ગુલશનના શબ્દમાં ભૂતકાળનો કોઈ સંબંધ સંકળાએલો હતો. એ શબ્દો તેને ખૂબ પરિચિત હતા.

'સરલા ભાભી, તમારી આ દશા ?' એ યુવાન વધુ ન બોલી શકયો.

ગુલશન ચમકી, કાતીલ નજરે તે યુવાન તરફ જોઈ રહી, અને તેના ગત જીવન પર તેણે એક જ પળમાં સરી જતાં સીનેમાસ્ક્રીનના દશ્યો માફક પલકમાં વિચાર કરી લીધો.

'સુધાકરભાઈ, હું જ સરલા ! નહિ, નહિ, ગુલશન કહો, હવે એ જ કહો ! કારણ કે હવે તો આ મારો નવો જન્મ છે. ઓહ ! જીવતા દોઝખમાં સપડાયેલી એક અબળાને સમાજ શું ? ભાઈ શું ? દીયર શું ? કુટુંબ શું ? એ બધાને એ વખતે મારી પરવાહ નહોતી.

તો મારે શું ? ચલો નીકલો અબી યહાંસે.' ગુલશન પાગલ બની મોટા સૂરે ચીસ પાડી ઊઠી. એ ચીસમાં દર્દ પીડિત આત્માનો ભયંકર વમળાટ હતો. જુગ જુગથી હિંદુ સ્ત્રીઓ તરફ નિષ્ક્રિય રહેલ સમાજ પર એ ચીસ એક વધારે ભયંકર ભરડો લેતી હતી. તેની ચીસ સાંભળી નોકરડી દોડતી અંદર આવી. સુધાકર ગુલશનનાં પગ પકડી રડવાં લાગ્યો. ગુલશનની આંખમાંથી સમાજને ખાખ કરવા અંગાર જેવા આંસુ સરવા લાગ્યા. આ દ્રશ્ય જોઇ નોકરડી મૂક બની ઊભી રહી. તેને શું કરવું તે ન સૂજ્યું.

સુધાકર બોલી ઊઠયો 'ભાભી, દયા, માફી. તમે દેવી છો: ઝેરીલા સમાજના ભોગ બની આ દશામાં સબડતા પતિતા નહિ પતિત પાવન છો. તમને જોઇ મારું હૃદય ચીરાઇ છે. જ્યારે તમને દુઃખ દેતા કુટુંબીઓને જોઇ મને ન સમજણ પડતી. એ સમસ્ત ભૂતકાળ સાંભરતાં મારે રૂંવે રૂંવે આગ સળગી છે. તમે બેગુનાહ હતાં કુટુંબ આખાનો દિવસ અને રાત ઢસરડો કરતા અને ટુકડા રોટી માટે તમે જીવન ઘસી રહ્યાં હતાં. છતાં એ હીચકારાઓએ તમારી પર તમારો રોટલો ભારે પડવાથી ખોટું તર્કટ રચી હેરાન કર્યા; અને જ્યારે ઘરમાંથી તમને ચાલ્યા જવાનો હુકમ કર્યો ત્યારે એ જલ્લાદો જેવા જીગરને જોઇને મને બહુ જ દુઃખ થયું હતું. પણ જો હું તમારો પક્ષ ખેચું તો મારી પણ એ જ દશા હતી. પણ હું શા માટે એ પાપીઓથી ડર્યો ? અને એથી વધુ દુઃખ તો મેં સાંભળ્યું કે, તમારા માતા પિતાએ પણ તમને સ્થાન ન આપ્યું ત્યારે મને થયું. દેવી, એ ભુલી જાવ, મને માફ કરો ! આજથી એ સમાજની મને પરવાહ નથી ! મારી માતા તુલ્ય ભાભીને ગાયન ગાઇને નિર્વાહ કરવો પડે છે. આ નજરે જોયેલ દશ્યથી હું સળગી ઊઠું છું' સુધાકર દર્દ ભર્યા સુરે બોલ્યો.

ગુલશન હવે કહો કે સરલાએ શું કરવું ? તે વિચારી રહી. સુધાકર ગુન્હેગાર માફક જોઈ રહ્યો.

કોઈ જીવંત માનવી પર કરવત મૂકે ત્યારે કેવી વેદના પ્રગટે ? એવી વેદના ગત જીવનનાં સ્મર્ણો થતાં ગુલશનનાં મુખ પર તરી આવી. તેણે એક જ ક્ષણ મૂખ ઊંચું કર્યું અને બીજી જ ક્ષણે 'ઓહ !' કહી નીચે ઢાળી દીધું.

સમાજની શયતાનિયતનો ભોગ બનતા હજારો માનવીઓમાંનાં આ બેને જોતી નોકરડી પણ હજી અવાક્ ને અચલ ઊભી છે.

વાતાવરણમાં હજી પણ પેલી 'આહ'માંથી પડઘા પાડતું હોય, તેવું સંગીત ગુંજે છે.

મેરા દીલકા દર્દ કોન પીછાને ?

## લગ્ન

'**મા**રા દાદાની લાજ હોય ? ખરૂ દાદાજી ? કેમ બોલતા નથી ?'

× × × ×

ઉપરનાં શબ્દો લગ્ન મંડપમાં એક વૃદ્ધની સાથે પરણતી ચૌદ વર્ષની બાળાએ ઉચ્ચાર્યા.

છગનલાલ શેઠના પત્ની મૃત્યુ પામ્યાને હજુ એક માસ પણ નહોતો થયો ત્યાં તો કહેવાતા સગા સંબંધીએ આવી તેના લગ્નની વાત ઉચ્ચારી.

જવાબમાં છગનલાલે કહ્યું 'આવી ૬૦ વર્ષની વયે લગ્ન કરી ફજેતીને ફાળકે નથી ચઢવું.'

'તેમાં ફજેતી શાની ? ખબર પડશે. હજુ વાર છે. સો વર્ષની માનવીની આયુષ્ય ગણાય તેમાં તો હજુ ૬૦ ગયા બાકી રહ્યા ૪૦. કદાચ પુરી જીંદગી જીવ્યા તો બાકીની જીંદગીમાં કેવા હાલ થાય છે તે જણાશે.' વૃજરાયે ફીલસુફી વાપરતા કહ્યું.

'પણ દીકરાની વહુ છે ને ? રાંધી ખવડાવશે. અને આપણે તો હવે પ્રભુ ભજનમાં જીંદગી ગુજારશું' છગનલાલ હસતા હસતા બોલ્યા.

'વાહ, વાહ, ત્યારે તો ભક્ત થઈ સાધુની જમાતમાં ભળો. શું પૈસામાં લાલબાઇ મૂકવી છે !' જ્ઞાતીમાં લગ્નના ચોગઠા બેસાડનારા દલીચંદ શેઠ બોચર્યા.

'આપણુ સંસારીને કાંઈ ભગવા થોડા શોભે ?' છગનલાલ કાંઇક લોભાતા સુરે બોલ્યા. એ ભાવ દલીચંદને કળતા વાર લાગી નહિ.

બીજા સગાઓ ઘર તરફ વિદાય થયા. દલીચંદ કામનું બાનું કાઢી બેસી રહ્યો.

'અમે કહીએ તેમ કરવું છે કે નહિ ? સંસારમાં ખરું સુખ મેળવવું હોય તો ઘડી બેઘડી વિસામો લેવાનું સ્થાન તો સ્ત્રી છે. ભૂલી ન જતા, તમારાથી મોટા મોટા પરણ્યાના દાખલા આપણી જ્ઞાતિમાં બન્યા છે.' દલીચંદે લાગ જોઈ પાસો ફેંકયો.

'પરંતુ હવે આ ધોળાને આપે કોણ ?' છગનલાલે કહ્યું,

'જો હોય દામ તો સરે સઘળું કામ ! એ કહેણી કેમ ભુલી જાવ છો ?'

'પરંતુ છોકરો સહમત થશે કે કેમ ? એ શંકા છે !' છગનલાલને તેના યુવાન પુત્રની ધાસ્તી લાગી.

'એમાં પુત્રને શું ખબર પડે ? લાખ રૂપિયા છે તેમાં શું લાલબાઇ મૂકવી છે ? હા પાડોને. પછી જુઓ મારો રંગ.' દલીચંદ શેઠ બાજી હાથમાંથી જતા, હિંમત આપતા બોલ્યા.

છેવટ વૃદ્ધવયનો ડોસો યૌવનવંત બાળા સાથે આનંદ માણવાના કોડમાં અંધ બન્યો. એક પગ ચિતામાં છે તે ભુલ્યો. ઘડપણ એટલે મૃત્યુનો કિનારો એ ન સમજ્યો. દીકરો તેને ઘેર દીકરો છતાં લગ્ન કરવા લલચાયો.

મનુષ્ય વિષય પાછળ જ્યારે મસ્ત બને છે ત્યારે તેનું મનુષ્યત્વ વિસરી અમાનુષી કૃત્ય કરવા તદ્રુપ બને છે. એ હિચકારા કૃત્ય કરવામાં જરાપણ શરમ માનતો નથી. નિર્લજ બની પાશવી કૃત્ય કરવા ઉશ્કેરાય છે.

(૨)

'આવો, આવો, દલીચંદ શેઠ.' હીરાચંદ શેઠ આવકાર આપતા ચાકળો નાખી બોલ્યા.

'રસીકા પાણીનો લોટો લાવ.' રસીકા તેની ચૌદ વર્ષની યૌવનવંતી બાળા હતી; રસીકા લોટો મુકી ચાલી ગઈ. તે સૌંદર્યવાન રમતિયાળ રમણી હતી.

'કેમ આવવું થયું છે શેઠ? ફરમાવો જે હોય તે.' હિરાચંદે ઉત્સુકતાથી પૂછ્યું.

'આવ્યો તો છું પણ જો વેણ રાખો તો,' દલીચંદ વાતમાં મોણુ નાખતા બોલ્યો.

'પણ શું છે તે જણાવો તો ખબર પડે.' આજ તક આવી છે ધારી હીરાચંદ બોલ્યો.'

'આ છગનલાલ શેઠને માટે......અચકાતી જીભે હીરાચંદના કાન પાસે મોઢું લઇ જઇ દલીચંદ કંઇ બોલ્યા.

'અરે બોલો મા, બોલો મા શેઠ! ક્યાં એ ઘરડો ઘુવડ અને ક્યાં મારી કુમળી કળી જેવી બાલીકા.' હીરાચંદ ગુસ્સાથી બોલ્યા.

'એ તો હજુ આધેડ કહેવાય એથી પણ મોટા આપણી નાતમાં પરણ્યાના દાખલા ક્યાં ઓછા છે! હું તો કહું છું વાંધો નથી, પછી ધણીની મરજી.' નગ્નો નચવતો બે હાથની એકટીંગ કરી દસ હજારનું સુચન આપ્યું.

હીરાચંદ આ જીંદગી નહિ પણ સાત જીંદગી ગુલામી કરીને મરી જાય તો પણ ૨૦ રૂપિયાની નોકરીમાં દસ હજારનો માલદાર ન બને. દશ હજારનો ખ્યાલ આવતા તો તે અવનવા હવાઇ મહેલ બાંધવા લાગ્યો. એ મહેલના પાયામાં પોતાની પુત્રીના પ્રાણ હોમાય

છે તેની કલ્પના પણ નહોતી. તેની આંખે તે નવા નવા દૃશ્ય જોવા લાગ્યો. ઘડીમાં પોતાની સ્ત્રીના ચીંથરા જેવા લૂગડાને બદલે સૌંદર્ય-વતી નવા વસ્ત્રાભુષણમાં સજ થયેલ નીરખી–પોતાના ભાડાનાં મકાનને બદલે નવી મેડી પોતાની માલિકીની દેખી અને દુકાન વેપાર અને એવા તો કેટલાય મનસૂબા એક પછી એક પસાર થઇ ગયા. તેનો જીવ લલચાઇ ગયો. હર્ષને હીંચોળે તે ઝુલવા લાગ્યો.

ઘણી માથાઝીકને અંતે ૧૫ હજારથી છગનલાલ શેઠનું વેસવાળ દલીચંદે રસીકા સાથે નક્કી કર્યું.

પિતા કસાઈ બન્યો. જે પુત્રીનું લાલન પાલન કર્યું, તે પુત્રીનું વેચાણ કર્યું. આથી હિણું કૃત્ય જગતમાં કયું ગણાય ?

કસાઇ જેમ બકરાના વધ અગાઉ તેને ખોરાક આપી ખુશી કરે છે ને પછી હલાલ કરે છે તેથી પણ બદતર પુત્રી વેચાણ ! હલાલ થયેલ બકરો તો તુરત જ જીવનમાં શાંતિ પામે છે. પણ સોયની અણી ઘોંચી ઘોંચી જીવ લેવો તે કેટલું ભયંકર છે ! તેમ કાયમ રીબાવવા કુમળી કળીને છેદવા વૃદ્ધ સાથે પરણાવવા લલચાયો.

લોહીનો વેપાર ખેલવા રંક બાળાનો ભવ બગાડવા–તેને મૃત્યુના ડાચામાં ધકેલવા તદ્રુપ બનનાર આવા પિતાને સત કોટી ધિક્કાર હજો.

(૩)

રસીકાએ ઇંગ્લીશ પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો હતો. ફરજિયાત કેળવણીને અંગે તે શિક્ષણ લેવા પામી હતી. તેનો પ્રેમ નાની વયથીજ પાડોશમાં વસતા અને હાલ સાથે ભણતા યુવક મનહર સાથે લાગ્યો હતો, તેના જીવ એકજ હતા ફક્ત એ બન્નેનાં ખોળિ-યાંજ જુદા હતા.

તેઓ બંને લગ્ન ગ્રંથીથી જોડાવાના એકરાર તો ક્યારના કરી ચુક્યા હતા.

મનહર વીસ વર્ષનો સુદ્રઢ બાંધાનો નવયુગનો સ્વાશ્રયી આદર્શ યુવક હતો. તે આ વાત સાંભળતાં જ કંપી ઊઠયો, અને બનતે પ્રયત્ને તે લગ્ન અટકાવવાનો તેણે વિચાર કર્યો.

તે તુરતજ રસીકાને મળ્યો, કંઈ સંતલસ કરી તે તેનાથી જુદો પડયો.

રસીકા નીડર હતી. તેની માતા આ વેવિશાળ થયું તેથી વિરૂદ્ધ હતી, પરંતુ હિંદુ સંસારમાં પુરુષો કરતાં સ્ત્રીઓનું વધારે ચાલતું કવચીત જ જોવામાં આવે છે.

રસીકા મનહરને ખરા જીગરથી ચાહતી હતી. તેનો પ્રેમ કળસ તેના પર પૂર્ણપણે ઢોળાયો હતો. આ વૃદ્ધ લગ્ન સામે સામાજીક બંડ જગાવવાને તદ્રુપ બની. તે બળવાખોર બની અને બંડ જગાવવાની મનોચ્છા પૂર્ણ કરવાની રાહ જોવા લાગી. રસીકા હિંમતવાન હતી. આજની કેટલીએ બિચારી ગાય બની રીબાય છે તેવી એ બાળા નહોતી. એ સિંહણ હતી. હિંદુ સંસારમાં રસીકા જેવી સિંહણ થવા ઇચ્છા ધરે તોજ હિંદુ સંસાર તેને નમતું આપે છે. નહિતર સમાજ તેની દરકાર પણ કરતી નથી. અને તેથી અસંખ્ય ખીલતા કુસુમો રગદોળાઇ નાશ પામે છે.

અત્યારની માયકાંગલી જેવી એ બાળા નહોતી. એ લગ્ન સામે બંડ જગાવવા તૈયાર થઇ. બંડખોર બનવાની તેની મહત્વાકાંક્ષા પુરી થવાની રાહ જોવા લાગી. ટૂંક વખતમાં જ તેના લગ્ન પણ થવાનાં હતાં.

હીરાચંદને એકની એક પુત્રી હોવાથી તેને પુર્ણલાડમાં ઉછેરી હતી. પહેલેથી જ એ છુટ પામેલ હોવાથી આવું કજોડું અટકાવવા પ્રવૃત બની હતી. હીરાચંદે એકની એક પુત્રીનું વેચાણ કર્યું એ

ઉપરથી પૈસા માટે મનુષ્યો કેટલું નીચ કૃત્ય કરવા ઉન્મત બને છે તે જોઈ શકાય છે.

શું પુત્રીનું સત્યાનાશ કાઢનારા પિતાનો સદંતર નાશ થશે તે દિવસે જ આપણો સમાજ આદર્શ બનશે ?

વહાલા વાંચક હવે એ લગ્નમાં શું બને છે ને કેવી રીતે બંડખોર બને છે તે અવલોકવા અને છગનલાલ શેઠના વરઘોડામાં હરવા ફરવા મારી પાછળ ચાલ્યો આવ.

(૪)

છગનલાલ શેઠ બની ઠનીને પોતે યુવાન હોય તેવું ઘડીભર માનવા લાગ્યા, ઘોડા પર ચડયા. વૃદ્ધત્વ છુપાવવા તેને અવનવા ધતીંગ કરવા પડેલા. ગાલ બેસી જવાથી ડાચું વિકૃત લાગતું હતું. તે ગાલ ઉપસાવવા ગલોફામાં નાગરવેલના પાનના ડુચા ભર્યા હતા. સફેદ વાળ છુપાવવાને માટે કલપ લગાડી મૂછો રંગવામાં આવી હતી. અવનવા વસ્ત્રો આભુષણો પહેરી હાર કલગી ફૂલતોરા લટકાવી મુખ પર હાસ્ય ચમકાવવાનો અખતરો કરતા હતા. અતર લગાવી આસપાસનું ધ્યાન પોતા તરફ ખેંચી ઉત્સાહ અનુભવતા હતા.

દલીચંદના મુખ પર હાસ્ય છવાઈ ગયું હતું તેને મહેનતના બદલામાં સારી હકસાઈ પ્રાપ્ત થઇ હતી. પાનના બીડા વરઘોડામાં આવેલા સાજન માજનને વેચતો હતો.

પરંતુ જોવા જેવો એક બીજો તમાસો બન્યો હતો. વૃદ્ધ છગનલાલ પાછળ એક ચાર વર્ષનો બાળક પણ ઘોડે ચડયો હતો. તેનો સ્વાંગ પણ વૃદ્ધ વરરાજાને શરમાવે તેવો હતો. વાચકને અચંબો થશે કે વળી આ નવું તુત શું ! દરેક જોનાર વ્યક્તિ એકબીજાને ઉદ્દેશી કટાક્ષથી પુછતી કે આ દિગદર્શન શું ? પહેલા ૬૦ વર્ષનો

બુડથલ બુઢ્ઢો અને પાછળ નાનો બાળ આવે તેમાં કયા વરરાજા ? એમ ટોળ કરી જનતા આનંદ માણુતી હતી.

દાદા ઘોડે ચડે અને પોતે કેમ નહિ ? એવો કજીયો છગન ડોસાના પુત્ર રમણીકના દિકરાએ કર્યો. ઘોડે ચડવા સાથે તેના દાદા જેવા દરેક શણગાર સજવાના કોડ પણ પુરા કરવા પડયા. તેની બાળ હઠ પાસે–તેના મહાભારત કજીયા પાસે–તેના મનની મુરાદ પુરી કરવી પડી. જનતાને તો એ ફારસ જોવાનું મળ્યું.

દરેક સ્થળે વરઘોડાની વાર્તા થતી હતી. છગનલાલ પૂરેપુરા ફજેતીના ફાળકે ચડયા. તે તો હસતા હતા, તેને કલ્પના પણુ નહોતી. કે પાછળ જનતા ફજેતીના ફૂલે વધાવે છે.

વૃદ્ધ છગનલાલ મલકાતે મુખડે જાણે ઇડરગઢ જીતવા ચાલ્યા. દલીચંદના આનંદની અવધી ચાલી રહી હતી. વરઘોડો તોરણે પહોંચ્યો, દુભાતા દિલે અને રડતા હૃદયે રસિકાની માતાએ વરને પોંખ્યા. વર માયરામાં બેઠા અને ગોરના ઉપરા ઉપરી 'કન્યા પધરાવો સાવધાન' ના બુલંદ સુરથી કન્યા પધરાવવામાં આવી.

રસિકાએ સર્વે દૃષ્ય જોયું ને બંડ કરવા તૈયારી કરી. અંતરમાં હિંમત એકઠી કરવા લાગી. એ ધરડા ધુવડ જેવા સાથે તેના જેવી કુમળી કળી ! તે પોતાની દેહ હોમવા તૈયાર નહોતી.

હસ્તમેળાપ કરવા માટે ગોરે કન્યાનો હસ્ત માંગ્યો; એ વખતે રસિકાનું હૃદય ઉશ્કેરાઇ ગયું તેણે હસ્તને બદલે અંગુઠો બતાવ્યો અને વાતોને મથાળે મુકેલા શબ્દો વરને ઉદ્દેશી ઉચાર્યા.

એ શબ્દો સાંભળતા માજનના છગનલાલના સગાના મુખ કાળા ધબ થઇ ગયા. હીરાચંદને આંખે અંધારા આવવા લાગ્યા. દલીચંદને ધરતી માર્ગ આપતી હોય તેમ જણાયું, રમણીક માથે આભ તૂટી પડે ને ચોંકે તેમ ચોંકયો અને વૃદ્ધ વરરાજા તો દિગમૂઢ

બની ગયા. આ શું ? તેમ વિચારવા લાગ્યા અને મગજનું સમતોલ-પણું ગુમાવવાની તૈયારી કરવા લાગ્યા. તેના મુખ પર હાસ્યને સ્થળે મલિનતા છવાઇ ગઇ. 'ઘરડી ઘોડી ને લાલ લગામ' એ કહેવત અનુસાર પૂરા ફજેત બન્યા. વાતાવરણ ઘડીભર શાંત જણાવા લાગ્યું. હીરાચંદને પંદર હજાર રૂપિયા હાથથી સરી જતા લાગ્યા. માયરું વિત્યા પછી તુરત અવેજ લેવાનો ઠરાવ હતો ત્યાર પછી ચોરી વિગેરે કરવાનું હતું. પરંતુ આ તો માયરામાંથી જ મોકાણ મંડાણી. દલીચંદને દલાલીની જ ચિંતા હતી.

પુનઃ રસિકા બોલી 'દાદા શું વિચાર કરો છો ! દાદા હું તમારે ત્યાં આવી તમારા માથામાં ગીલી ગીલી કરી તેલ નાંખીશ. તમારી કલફ લગાવેલી મૂછો ખેંચી રમીશ. તમને ભૂખ લાગશે તો સારો મજાનો શીરો કરી દઇશ હો. મારા દાદા, તમારા ઘડપણની ચાકરી બરાબર કરીશ. તમારી ગુલામડી જ જાણી લ્યોને ! કેમ બોલતા નથી ?' રસિકાએ છગનલાલની દાઢી ઊંચી કરતાં પૂછ્યું.

છગનલાલ રડતા અવાજે બોલ્યા 'એલા હીરા, આ તારા સાંઢિયાને કાંઇક કહે. હવે અહીંથી લઇ જા.' ઘડીભર છગનલાલે જીભ કરડી મરી જવું ઉચિત ધાર્યું.

'લઈ ક્યાં જાય ! શું હું તમને નથી ગમતી ? મારા જેવી કાચની પૂતળી જેવી તમારે રમવા લઈ જવી હતી ? તો શું હવે રમકડું તમને નથી ગમતું ? કિંમતના રૂપિયા પંદર હજાર આપી દો. દાદા, તેટલા રૂપિયામાં હું મોંઘી નથી. કદાચ તમે પરલોક સિધાવી જશો તો પછી મારે વાંધો નથી.

એ શબ્દો સાંભળી રમણીક નિઃશ્વાસ નાખવા લાગ્યો. પોતાના પિતાને આવી કબુદ્ધિ ક્યાંથી સૂઝી ? આ બધો પ્રપંચ રચનાર દલીચંદ છે એમ ધારી તેને કહેવા લાગ્યો.

'કેમ મારા પિતાના હવે લગ્ન થયા હોય તો આપણે વિદાય લઇએ.'

'વિદાય ક્યાંથી લેશો ? મારી કિંમત ન આપે તો કાંઈ નહિ પણ એ બિચારાની દલાલી ચૂકવી આપો. તમે મને ખરીદો યા ન ખરીદો પણ તેણે તો ઘણી મહેનત કરી છે અને તેનો બદલો તેને તો મળવો જ જોઇએ. કાંઇ દલાલને દીવાળું હોય !' રસિકા વધુ ને વધુ બંડખોર બનતી જતી હતી.

હીરાચંદને તો કાંઇ ભાન નહોતું. વરઘોડા સાથે આવેલ હસતું સાજનમાજન કોલસા જેવા મુખે પાછું ફર્યું, પાછા ફરતી વખતે બિચારા રમણીકનો નાનો ઘોડે ચડેલ પુત્ર ઉંઘ આતતાં ઉંઘી ગયો હતો. તેણે ઉપરનો કંઇ બનાવ જોયો નહોતો. નહિતર એ ચકોર બાળક પુનઃ રસિકાનાં જેવા અભિનય તેના દાદા સાથે ઘેર આવી કરત જ.

મનહરની સાથે સંતલસ કર્યા મુજબ મનહર ત્યાં આવી ક્યારનો આ તમાસો જોતો હતો. વૃદ્ધ છગનલાલના માયરાના બાજોઠ પર બેસી મનહર અને રસિકા લગ્નગ્રંથીથી જોડાયા. અઠવાડિયા પછી તો રસિકા ને મનહર મધુરજની ગાળવા ઊપડી ગયા. ગામની સ્ત્રીઓ ને ઘરડેરાઓ પાછળથી બોલી ઉઠયાઃ 'અરે, જોયો ને આ કળજગ ! છે કોઇનું માતમ રહે તેમ ! રસાતાળ જ જવાં બેઠું છે ને !'

# માનવતા વિહોણો

'સાહેબ ! મારો પગાર આપવા કૃપા કરશો ?' વકીલની ઓફિસમાં એક માસથી કારકુની કરતા રમેશે વકીલ સામે જોઈ નમ્રતાથી કહ્યું.

'હજુ બે દિવસની વાર છે, કામ કરો જાવ. કામ ખોટી કરી પગાર લેવા :આવતાં શરમ પણ નથી થતી ?' વકીલ ગુસ્સે થતાં બોલ્યા.

'સાહેબ, આજે પહેલી તારીખ છે અને પાંચ થવા આવ્યા છે કામ પણ ખાસ કંઈ નથી.' રમેશ ગભરાતા બોલ્યો.

'એટલે ? તમે શું કહેવા માગો છો ? સામા ઉત્તર આપતા કયાંથી શીખ્યા ? કયાંઇ કારકુની કરી છે ? જાવ, તમે એક દિવસ લેઇટ આવ્યા હતા જેને અંગે તમારો .પગાર તમને બે દિવસ મોડો મળશે, સમજ્યા ?' વકીલ કરડાકીથી ડોળા કાઢી બોલ્યા.

'પરંતુ સાહેબ, મારી પત્ની એકાએક માંદગીને બીછાને પટકાઇ છે તેની દવાના પણ પૈસા .મારી પાસે નથી તેમ જ તેણે આજે કાંજી પીવાનું વેન લીધું છે, મહેરબાની કરી આપ બધો પગાર ન આપી શકો તો મને પગાર પેટે ફક્ત પાંચ રૂપિયાજ આપો.' રમેશ ગળગળો થતો બોલ્યો.

'મોટા શેઠિયાના દીકરા જાણે ! દવા વગર ન ચાલે ? કાંજી વગર ન ચાલે ?' વકીલ હાથના ચાળા કરતા બોલ્યો. તેનું હૃદય કદાચ તેને એમજ કહેતું હશે કે દવા શેઠિયાથી જ પી શકાય–ગરીબથી નહિ.

'સાહેબ, માંદા માણસને ખાવાની ઇચ્છા થાય તે જરૂર સાધન હોય તો કરી આપવું જોઇએ. મને પગાર મળે તેમાં કરકસર કરીને પણ હું પૂરું કરું છું.' રમેશ વધુ ને વધુ નમ્ર થતો હતો.

'ઠીક, ચાલ્યા જાવ, તમારી એ ફીલસુફીની મને જરૂર નથી. પગાર મળે એટલે બધા પગારની દવા અને કાંજી પાજો, જાવ.' વકીલ મુખ ફેરવી બોલ્યો.

'સાહેબ, મને નીરાશ ન કરો, છતાં પૈસાએ મારી પત્ની ભૂખી રહે ?' ગળગળા સ્વરે રમેશ બોલ્યો.

'હવે જો માથાકુટ કરશો તો કાલથી તમને ડીસમીસ કરવામાં આવશે.' વકીલ સાહેબ તેની વાત સાંભળતા કંટાળો આવતો હોય તેવું કટાણું મોઢું કરી બોલ્યા.

રમેશ નીરાશ થતો ઘર તરફ રવાના થયો.

( ૨ )

'રમેશ !' ક્ષીણ સ્વરે અસુ બોલી.

'શું કહે છે, અસુ ?' ભાવભર્યા સ્વરે અસુના બીછાના પાસે બેસતા રમેશે પૂછયું.'

'કાંજી માટે દૂધ લાવ્યા ?' આશાભરી નજરે તેની સામું જોતા અસુએ પ્રશ્ન કર્યો.

'પૈસો એક પણ નથી. સાહેબે પગાર પણ ન આપ્યો. સો રૂપિયા આપે તોયે ન કરું એવું ગદ્ધાવૈતરું કરવા છતાં વીશ રૂપિયા

પગારના આપવા પણ સાહેબને આકરા લાગ્યા. પોતે એક રોજના સો રૂપિયા એક એક શેઠિયા પાસેથી પડાવે છે જ્યારે મારો ટૂંકી રકમનો પગાર આપતાં પણ તે ગુસ્સે થાય છે !' કરૂણ રીતે રમેશ બોલ્યો. તેનું જીગર વલોવાઈ જતું હોય, તેનું હૃદય સળગી જતું હોય તેવો ભાવ તેના મુખ પર તરવરી રહ્યો.

'કંઇ નહિ ! મારે લીધે તમે દુઃખી નહિ થતા, હું તો બે ચાર દિવસની મહેમાન છું. મારા આંતરડા મને મૂંઝવે છે.' જીર્ણ સ્વરે એ બોલી.

એ શબ્દો સાંભળતા રમેશના નેત્રોમાંથી અસ્ખલીત અશ્રુ પ્રવાહ વહેવો શરૂ થયો. તે દુભાતા દિલે પણ જુસ્સાથી બોલ્યો.

'વહાલી ! તને હમણાં જ દૂધ લાવી કાંજી કરી આપું છું. તથા દવા માટેની પણ વ્યવસ્થા કરું છું.' કહી એ ઓરડી બહાર નીકળ્યોઃ કહેવાતા દોસ્તો, સગાસંબંધી વીગેરે પાસે ફર્યો પણ તેમાં કોઇએ તેને એક રૂપિયો પણ ઉછીનો ન આપ્યો. સાંજ પડતા તે શૂન્ય મનસ્ક જેવો ઓરડી પર આવ્યો. તેનું મગજ કેમ જાણે ભમી ગયું હોય તેમ તેની આંખે અંધારા આવવા લાગ્યાં, અસુને છેલ્લા બે દિવસથી ઉંઘ નહોતી. રમેશ આવ્યો ત્યારે અસુ નીરાંતે ઉંઘી રહી હતી. રમેશ પણ નીરાશ વદને પથારીમાં પડયો.

( 3 )

સુર્યોદય કયારનો થઈ ચુકયો હતો. મિલનાં ભુંગળાનો અવાજ અને સર્વત્ર પ્રવૃત્તિમય વાતાવરણ મોટા શહેરની ધમાલનું ભાન કરાવતું હતું.

રમેશ ઊઠયો. અસુ પણ કયારની જાગતી બીછાનામાં પડખાં ફેરવતી હતી. આજે તેની આંખો વધુ ઊંડી ઊતરી ગઈ હતી.

'રમેશ ! પછી શું કર્યું ?' અસુએ પૂછયું.

'વહાલી ! ગમે તેમ કરીને પણ તને આજે દવા તથા કાંજી લાવી દઇશ. આ આંગળીમાં રહેલ રહી સહી વીંટી મારી અસુ કરતાં મને વધારે નથી.' કહેતાં રમેશ બજાર તરફ ચાલ્યો.

અસુ અનીમેષ નેત્રે જોઈ રહી. પોતાના પર પતિનો ભાવ અને લાગણી જોઇ રાજી થઇ. ગરીબ હૃદયો ભાવનાજ ભુખ્યા હશે ?

રમેશ વીંટી વેચી પૈસા લઈ દવાખાને ગયો, ત્યાંથી રોગ કહી દવા લીધી. દૂધ, સાબુચોખા, સંતરા, નારંગી વીગેરે લઈ ઓરડી તરફ ચાલ્યો.

રસ્તામાં પોતે કામ કરતા વકીલની ઓફિસ આવતાં સાહેબની 'આજ નહિ આવી શકાય.' કહી રજા લેવી ઉચીત ધારી ઓફિસ પર આવ્યો.

× × × ×

'કેમ રમેશ, આટલો લેઈટ ?' વકીલે રમેશને આવતાંજ પ્રશ્ન કર્યો.

'સાહેબ, મારી પત્ની આજે બહુ બીમાર હોવાથી હું આપની રજા લેવા આવ્યો છું.' રમેશે નમ્રતાથી રજાની માગણી કરી.

'તમારી પત્ની બીમાર હોય એટલે હું મારી ઓફિસ બંધ કરું ? અને તેની નુકશાની કોણ ભોગવશે ! તમારા જેવા કલાર્ક મળશે તો કદાચ મારે મારી વકીલાત બંધ કરવી પડશે. તમારાથી ન બની શકે તો હવે કાયમની તમને રજા છે.' વકીલ ક્રોધથી બોલ્યા.

'ભલે સાહેબ, ખુશીથી; હું એવી ગુલામી કરવા પણ નથી ઇચ્છતો. મારો એક માસનો પગાર ચુકવી આપો.'

'પગાર નહિ મળે.' વકીલ નીર્લજતાથી બોલ્યો.

'કારણ ?' રમેશ દુઃખીત સ્વરે બોલ્યો.

'તમે સંતોષકારક કામ કર્યું નથી; તેમજ મારું કામ અધ-વચ્ચે રખડાવી જાવ છો માટે.' બેપરવાઈથી વકીલ બોલ્યો.

'એ નહિ ચાલે સાહેબ, મારું લોહી નીચોવી મેં આપનું કામ કર્યું છે. મારી આંખો ફોડી આપના કેસો લખ્યા છે.' રમેશ દીન મુખે બોલ્યો.

'કોર્ટમાં જઈને દાવો માંડો.' વકીલ મશ્કરી ભર્યા સુર બોલ્યો.

'દાવો શા માટે? મેં આપનું કામ કર્યું, આપ મને પગાર આપો. મારા ગરીબની આંતરડી શાને દુભાવો છો. ગરીબને દુ:ખી કરી આપ શું સાર કાઢશો?' રમેશ નિશ્વાસ નાખતો બોલ્યો.

'તમારા જેવા ગરીબોને માર્યા જ કામના. તમારા જેવા કંઈક ગરીબ કલાર્કોના પગાર મને પચી ગયા. મારી સવાત્રણ વર્ષની કારકી-દિંમાં મેં કોઈને પણ પગાર આપ્યો નથી બધા તમારા જેવા ગધેડા જ મળે છે, સમજ્યા?' વકીલ પાશવી હાસ્યે હસતા હસતા બોલ્યો.

એ શબ્દો સાંભળતા રમેશને માથે કેમ જાણે આભ તૂટી ન પડયું હોય તેવો આંચકો લાગ્યો. તેનું સ્વમાન ઘવાયું. આટલી આટલી મહેનત કરી તેનું ઇનામ પોતે ગધેડો બન્યો, તે કંપતા સ્વરે બોલ્યો.

'સાહેબ! એ તો કુંભાર હોય તેને ગધેડો મળે.' એ શબ્દ સાંભળતા વકીલનો પીત્તો ઉછળ્યો પાસે પડેલ આંકણીનો છુટો ઘા રમેશ પર કર્યો.

રમેશ નીચો નમી ગયો. આંકણી માથા પરથી સામે ટાંગેલ દીવાલના મોટા આયના સાથે અથડાઈ. દીવાલ પરનો આયનો ટુકડે ટુકડા થઇ નીચે પડયો.

મોટી રકમનો આયનો ફૂટતાં વકીલનો ક્રોધ વધ્યો. પુનઃ આંકણી ઉપાડી તેને મારવા ધસ્યા.

રમેશ તો દીગમુઢ બની ગયો ? તેના સ્મરણપટ પર અનેક દૃશ્ય આવવા લાગ્યા. સીનેમાના પડદા પર જેમ એક પછી એક દૃશ્ય ખડાં થાય છે તેમ રમેશને ઘડી તેની અસુની પથારી, ઘડીવારમાં તેના માટે લેવા નીકળેલ દવા, દૂધ અને મહા મહેનતે મેળવેલી નોકરીનું અંતીમ ફળ ! એ વિચારમાં ગરકાવ થઈ ગયો.

વકીલ પુનઃ આંકણી ઉંચકી તેને છુટા હાથે મારવા લાગ્યો. તેને છોડાવવાની કોને દયા આવે ?

વકીલના હાથ દુઃખવા આવતા માર મારવો બંધ કર્યો. રમેશ ભાન ભૂલી જમીન પર ઢળી પડયો.

( ૪ )

વકીલે એ વખતે નિર્દોષને માર્યો તો પણ તેના પાપી આત્માને નીરાંત ન થઈ. તેણે ટેલીફોનનું રીસીવર લીધું અને પોલીસ ઓફિસે ખબર આપ્યા કેઃ—પોતાનો કલાર્ક વીફરી પોતાને અસંખ્ય નુકશાન કર્યું છે અને નકામા ઢોંગ કરી પોતાને પજવે છે.

પોલીસ ઇન્સપેક્ટર ચાર કોન્સ્ટેબલને લઇ કેમ જાણે બહારવટીઓ ન પકડવો હોય તેવા મુર્ખ વકીલની ઓફિસે મારતી મોટરે આવ્યા.

વકીલે બનાવટી ફરિયાદ દાખલ કરી ને પોલીસ રમેશને મોટરમાં નાખી ચોકી પર રવાના થયા.

રમેશને કાંઇ ભાન નહોતું. તેની દવા દૂધ અને ફ્રુટ તો કયાંઈ ઠોકરે લાગી ઊડી ગયા હતા.

સાંજના ચાર વાગતા રમેશ કંઇક શુદ્ધીમાં આવ્યો. વકીલ તે વખતે ત્યાં હાજર હતો, તે ગરીબ ઉપર દયા કરતો હોય તે ભાવે બોલ્યો, "હું મારી ફરિયાદ પાછી ખેંચી લઉં છું અને આરોપીને છોડી મૂકવા આપ નામદારને વિનવું છું. જો કે મને ઘણું નુકશાન

થયું છે પરંતુ હું મારા ઉદાર દિલે તેને માફી બક્ષું છું.' અને બીજે સ્થળે આવી વર્તણૂક ન ચલાવે તેવી તેને તાકીદ આપશો.

ફરિયાદ પાછી ખેંચી પેલા કોન્સ્ટેબલે રમેશને છોડી મૂકયો.

પીશાચને પણ શરમાવે તેવા હાસ્યે વકીલ રવાના થયો.

જગતની આ ભયંકર અસમાનતા પર શ્રાપ વર્ષાવતો રમેશ તેની ઓરડીને રસ્તે ચાલવા લાગ્યો. રમેશે મગજનું સમતોલપણું ગુમાવી દીધું. દીગમુઢની જેમ તે ઓરડીમાં પ્રવેશ્યો. ત્યાં તેણે જે કરૂણ દશ્ય જોયું, તે લખતા કલમ ધ્રૂજે છે છતાં લખવા યત્ન કરૂં છું.

ત્યાં અસુનો ચેતનવીહોણો દેહ પડયો હતો તેના નેત્રો ફાટેલા હતા. જાણે પ્રિયતમની રાહ જોતાં હોય તેમ ! આ દશ્ય જોતાં જ 'ઓ, મારી અસુ.' કહી રમેશ અસુના નિર્જીવ દેહ પર ફસડાઈ પડયો. એ બે કંગાળોનાં દેહ પર કરુણા વર્ષાવે તેવું ત્યાં કોણ હોય ?

## અણધારી આફત.

'આવો, આવો, કેવળચંદભાઇ.' મોતીચંદે કન્યા દલાલને દૂરથી નીરખી આવકાર આપ્યો અને ચાકળો નાખી બેસાડયો.

'કેમ મોતીચંદભાઇ, હમણાં કામધંધા કેવા ચાલે છે?' કેવળચંદે બેસતાં બેસતાં પૂછયું.

'ભાઇ હમણાં તો કોઇ પણ ધંધામાં લાભ નથી. જ્યાં જુઓ ત્યાં ખોટ. મારું તો નસીબ જ એવું મોળું છે કે ગમે તે વેપાર કરું તેમાં ખોટ જ આવે.' મોતીચંદે આપવિતી કહી.

'ત્યારે હાંસીલનો વેપાર કેમ કરતાં નથી' કેવળચંદે મુદ્દાની હકીકત પર આવતા કહ્યું.

'શું વળી ?' મોતીચંદે પૂછયું.

આ આપણી કૃષ્ણા મોટી થઇ છે, તો પછી તેની સગાઇ માટે શું વિચાર ધાર્યો છે?' કેવળચંદે હસતા હસતા પૂછયું.

'પણ એવું ઘર અને વર આપણી જ્ઞાતિમાં બતાવોને!' મોતીચંદે કહ્યું.

'મારી હસ્તક એક મુંબઇથી માગું છે, જો તમારો વિચાર થતો હોય તો સોનાની હીંડોળા ખાટ, નોકર ચાકર અને એશઆરામમાં રહે તેવું છે' કેવળચંદે મોટી લાલચ રજૂ કરતાં કહ્યું.

'શું કરે છે ! કેટલી ઉમર !' મોતીચંદે પૂછ્યું.

'મોટું કોટનનું બીઝનેસ કરે છે, ઉમર તો હજુ આધેડ ગણાય. આ તો છોરૂની ખોટ છે, પ્રભુની દયા હોય અને આપણી કૃષ્ણાને પુત્ર થાય તો તેના સુખનો પાર જ .રહે નહિ.' કેવળચંદે હાથની પાંચ આંગળી ભેગી કરી પાંચ હજારનું સૂચન કરતાં કહ્યું.

'એ વાતમાં શું માલ છે, તેમાં શું પૂરું થાય.' મોતીચંદે કહ્યું.

'કેમ ? એથી વધું કોણ આપી જશે ? આ જમાનાની નાણાં ભીડમાં એટલા ઓછા નથી પછી તો આપનો વિચાર.' કેવળચંદે કહ્યું.

'અરે ભાઈ, એટલા તો ચટણી થઈ જાય ચટણી. મારે બે હજારનું તો કરજ છે. વળી હજારેકનો માલ દુકાન માટે જોઈએ, હજારેકનું ખર્ચ લગ્નમાં થાય. બાકી રહે મકાન તે કયાંથી કરવા ? મનુનો વધુ અભ્યાસ કયાંથી થાય ?' કેવળચંદને બધી હકીકત મોતીચંદે ગણાવી બતાવી.

' તેથી વધુ તો એ આપે તેમ નથી, તેમાંથી પણ સેંકડે ત્રણ ટકા મારું કમીશન હું કાપી લઉં જો વિચાર હોય તો કહેજો.' કહી કેવળચંદ ઊભો થઇ ચાલવા લાગ્યો.

'ફરીવાર મળજો તો ખરા !' મોતીચંદે વિવેક કર્યો.

( ૨ )

મોતીચંદ શેઠની પુત્રી કૃષ્ણા વીસ વર્ષની થવા છતાં તેનું વેવિશાળ કરવા શેઠ તૈયાર નહોતા. તેણે મનથી દ્રઢ નિશ્ચય કર્યો હતો કે 'આઠ હજારથી એક પાઇ પણ ઓછી લેવી નથી.'

અને એ આઠ હજારની કલ્પનામાં ઘડીભર ઝોલા ખાતો અને સીનેમાના તખ્તા પર જેમ એક પછી એક દ્રષ્ય ખડાં થાય છે તેમ તેના હૃદયપટ પર પોતે કલ્પના સૃષ્ટિ ખડી કરતો. તેના મકાનને

સ્થળે ફરસ મેડી જોતો. પોતાનો પુત્ર અભ્યાસ કરી મોટો અમલદાર કલ્પી લેતો. પોતાની સ્ત્રીને ફાટેલ તૂટેલ કપડાને બદલે સુંદર વસ્ત્રા-ભૂષણમાં સજ થએલી નીરખતો. પોતાની દુકાનનો વેપાર વધારીને લાખો સુધી પહોંચ્યા છે એમ ધારી શેખચલ્લીના મનસૂબા ઘડી આનંદ પામતો, તેના એ હવાઇ કિલ્લા પાછળ દિવસ ને રાત મશ્ગુલ બનતો.

બજારના વેપારીઓ પણ તેને બોલાવી બોલાવીને માલ ધીરતા કારણ કે તેઓને કોઠે નીરાંત હતી કે પુત્રીના પૈસા ઉપજવાના છે માટે આપણા ધીરેલા નાણાં ખોટા નથી.

વધુ પૈસા ઉપજે એ લોભે કૃષ્ણાને ભણાવી હતી. કૃષ્ણા સાત ગુજરાતી ભણી ચૂકી હતી.

[ ૩ ]

કૃષ્ણાનો પ્રેમ બાલવયથી સાથે રમેલ પોતાની જ્ઞાતિના, પાડોશમાં વસતા યુવક વિપીન તરફ ઢળ્યો હતો અને એ પ્રેમવૃક્ષ તેના હૃદયમાં વધુ વિકસવા પામ્યું હતું.

વિપીન પણ મેટ્રિક સુધી અભ્યાસ કરી ટાઇપરાઇટરનું કામ શીખી એક ઓફિસમાં પોણોસોના પગારથી દાખલ થયો હતો. તેના કુટુંબમાં ફક્ત તેને એક વિધવા માતાજ હતી,

વિપીન અને કૃષ્ણા બાલવયમાં આનંદઘેલા બની રમતા. નિર્દોષ આનંદમાં એક બીજાએ સામ સામા દિલ અર્પણ કર્યાં હતાં.

બાળવય ગઇ અને યુવાની આવી છતાં બંનેનાં દિલ ખેંચાણુ-કારક આંચકા અનુભવતા. કૃષ્ણાએ આવી વિપીનને પોતાનું માગું કરવા કહ્યું ત્યારપછી થોડા દિવસ જવા દઈ એક દિવસ વિપીને મોતીચંદ શેઠ પાસે આવી કહ્યું કે ' કાકા, હું કૃષ્ણાનો હાથ માગું

છું, અને તે માટે હું મારા ઘરબાર વેચી ત્રણ હજાર રૂપિયા એકઠા કરી આપને આપીશ.' તેના ઉત્તરમાં મોતીચંદ શેઠે ચોખ્ખું સંભળાવેલ કે, 'આઠ હજાર વગર કદી આવીશ જ નહિ.'

વિપીન નિરાશ વદને પાછો ફર્યો અને ત્યાર પછી તેનું દિલ સખત વ્યગ્રતા અનુભવી તરંગી મને અવનવી કલ્પના કરતું.

કૃષ્ણા ઉપરના સ્નેહને કારણે બધી મિલકત વેચી તેમાંથી ઉપજતા ત્રણ હજાર આપવા વિપીન તૈયાર થયો છતાં તેના પિતા ન માન્યા એ જોઇ તેને આઘાત લાગ્યો.

કૃષ્ણાએ એ હકીકત સાંભળી ત્યારે તેને હતું એથી અનેકગણું માન વિપીન તરફ વધી ગયું. તેણે જાણ્યું કે વિપીન મારે માટે ઘરબાર માલ મિલકત ફના કરવા તૈયાર થયો છતાં કન્યાવિક્રયી પિતા ન માન્યા. તેનું બંડખોર મન ઉશ્કેરાઇ ગયું, અને એ ઉશ્કેરાટમાં તેણે ન કલ્પેલ એક ભયંકર કલ્પના કરી, અને કેમ એ પહેલી સિદ્ધ બને એ ઇચ્છવા લાગી. તેના પિતાની આંખો એ વગર ખુલશે નહિ એમ તેને ઘડીભર લાગ્યું.

વિપીન સિવાય આ દેહ અર્પણ કરવો એ પાપ છે એમ ધારી વિપીન પાસે આવી.

યુવાનીના તનમનાટ અને અકથ્ય લાગણી અનુભવતી કૃષ્ણા વિપીનને ત્યાં જ્યારે આવી ત્યારે વિપીનની માતા દર્શન કરવા ગયા હતા.

(૪)

'હવે તો ગજબ કર્યો કૃષ્ણાએ' ઉદાસીનતા, ચિંતા અને વ્યગ્રતાભર્યા અવાજે મોતીચંદની પત્ની માણેકબાઇએ રાત્રીએ સૂવા આવેલ પતિને કહ્યું.

'પણ છે શું !' ભરડાઈ ગયેલા સૂરે મોતીચંદે પૂછ્યું. આજે તે જરા ગુસ્સામાં હતો.

'અરે કુળને કલંક લગાડે એવું કામ એ દીકરીએ કર્યું, બાપલિયારે ! આ કયા જન્મના પાપ. તમે ય આઠ હજાર આઠ હજાર કુટી તેને મોટી સાંઢિયા જેવડી કરી. તેમાં એનો પણ શું વાંક ? ઓ, માડી રે હવે કયાં જાઉં રે !' માણેકબાઇએ રડતા રાગે ઠુંઠવો મૂકયો.

'શું કહે છે ? હેં ?' કહેતો મોતીચંદ શુદ્ધિ ગુમાવવા લાગ્યો. કારણ કે એ વેપારમાં અનેક ખોટ સહન કરી શકયો હતો પરંતુ લોહીના વેપારમાં પણ ખોટ આવશે એવી તો તેને સ્વપ્નામાં પણ કલ્પના નહોતી.

ચાર પાંચ હજારની તો માગણી થઇ ગઇ હતી છતાં પોતે ખોટાં મમતમાં રહ્યો. એ વિચારે એ ગાંડો બનવાની અણી ઉપર આવ્યો હતો. હવે એને કોણ લેશે ? એ ઉપાધી તેને મૂંઝવવા લાગી. આવી અણધારી આફત આવશે એ તેણે નહોતું જાણ્યું. તેની આશાના મિનારા પડીને ભુક્કા થઇ જતા લાગ્યા.

આખી રાત્રિ ઉંઘ ન આવી. મોડું મોડું પણ સવાર તો પડયું. તેને વાણિયાશાહી કરવાનો વિચાર થયો અને સવાર થતાં જ પાડોશમાં રહેતા વિપીનને બોલાવ્યો અને માયાળુ વાણીથી સંબોધન કરી કહેવા લાગ્યો કે 'વિપીનભાઈ' વધુ બોલવા જતાં શેઠને અટકાવી વિપીન બોલ્યો 'જે કહેવું હોય તે તુરત જણાવો કારણ કે મારે પાછું મોર્નીંગ ટાઇમ હોવાથી ઓફિસે જવું છે.' વિપીને બેદરકારીથી કહ્યું. તે જાણી ચૂકયો હતો કે પોતાને શા માટે શેઠે બોલાવ્યો છે.

ગળગળી વાણીથી મોતીચંદ બોલ્યો 'તમે એકવાર કૃષ્ણાનું માગું કર્યું હતું. મારો વિચાર પણ હવે થાય છે કે એક તો તમે પાડોશી,

વળી કમાઉ અને દીકરી નજર પાસે સુખી તો ખરી. ખુશીથી ત્રણ હજારે નક્કી; પણ વહેલામાંવહેલી તકે એ નાણાં ભેગા કરી લાવો, લગ્ન પણ ઘડિયા કરી આપું.' રાત્રિભરના ઉજાગરાને અંગે તેના નેત્રો લાલઘૂમ થઈ ગયાં હતાં. તેમાંથી પાણી લૂછતાં કહ્યું.

'પરંતુ અત્યારે મારો વિચાર મોળો છે. એ વખતે નાણાંનો જોગ હતો હવે એ બધો વિખાઈ ગયો છે.' વિપીને ટૂંકમાં કહ્યું અને જવા માટે ઊભો થયો.

મોતીચંદને એ શબ્દો સાંભળતા માથે આભ તૂટી પડે ને ચોંકે એટલો ચોંકયો. તેની આંખે અંધારા આવવા લાગ્યા. રૂંવાડે રૂંવાડે વિંછીના કાતિલ ડંખ અનુભવવા લાગ્યો. હૃદયમાં કાતિલ તીર જેવા એ શબ્દોએ તેને પાગલ બનાવ્યો. નીચેથી ધરતી સરી જતી હોય તેમ તેને લાગ્યું. તે નિરાશ વદને બોલ્યોઃ—

'થોડા ઓછા હશે તો પણ ચાલશે.'

'કૃપા કરી એ વાત છોડી દો, મારે એક પાઈ પણ દેવી નથી.' વિપીને કહ્યું.

'ફક્ત ખર્ચ જેટલું !' લોભને વશ થઇ મોતીચંદ હજુ આશા ન તજી શકયો.

'ના' વિપીને ટૂંકો ઉત્તર આપ્યો.

'ઠીક, કૃષ્ણા મફત આપું છું.' હવે મોતીચંદ એ શબ્દો બોલતો હતો પણ તેની હૃદયવ્યથા ભયંકર હતી. રૂપિયાનો ડુંગર જેવો ઢગલો થવા છતાં કૃષ્ણાને ન આપી અને હવે કૃષ્ણાને મફત આપવી પડે છે અને તે પણ લાચારીથી. એ વિચારે મોતીચંદ પાગલ થવાની અણી ઉપર હતો. અણધારી આફતથી તેને મુંઝારો થઈ આવ્યો.

વિપીને મોતીચંદ શેઠના આગ્રહને વશ થઈ લગ્ન કર્યાં.

પ્રેમ જીત્યો, લોભ હાર્યો !

કૃષ્ણા અને વિપીનનું આદર્શ જોડું અત્યારે આનંદને હિલોળે હિંચે છે.

કન્યાવિક્રયી માતાપિતાઓ આ વાત પરથી સમજે કે પૈસાની લાલચે પુત્રી મોટી કરવી એ પાપ છે. પુત્રીઓ કૃષ્ણા જેવી બંડખોર બને તોજ એવા આંધળા પિતાઓની આંખો ખુલે.

કૃષ્ણા અને વિપીન જેવા યુવક યુવતિઓ જ સમાજને તેનું કર્તવ્ય સમજાવશે.

## કાયદાની બારીકી

**શશિવદન** તેજસ્વી યુવાન હતો અને સાથેસાથ તેજસ્વી કલમબાજ લેખક હતો. તેની વાર્તાઓ શિષ્ટ અને સંસ્કારી સમાજમાં વંચાતી. લોકોની જીભનાં ટેરવાં પર તેનું નામ રમી રહ્યું હતું અને તેને કારણે તેને ખૂબ ખૂબ સફળતા મળી રહી હતી. પરંતુ તેને એકલવાયું જીવન પ્રસંદ નહોતું. તે કોઈ ગૃહદેવીની શોધમાં હતો. તેનાં માતાપિતા જ્ઞાતિની કોઈ કન્યા સાથે તેનો વિવાહ યોજવા મહેનત કરી રહ્યા હતા. પરંતુ શશિવદન એથી વિરુદ્ધ હતો. તેને વિચાર કોઈ કેળવાયેલ યુવતિ સાથે લગ્ન કરવાનો હતો. તેની નજર એક તો ઇસ્પિતાલની યુવાન નર્સ ઉપર હતી અને બીજી નજર કન્યાશાળાની એક યુવાન શિક્ષિકા ઉપર ઠેરાઈ હતી. પણ રૂબરૂ એવી માગણી કરવી યોગ્ય ન લાગી અને તે માટે તે કોઈ ઉપાય અજમાવવાની યોગ્ય તક જોવા લાગ્યો. દર્દ ન હોય છતાં દવાખાને જઈને મલમ દવા વિગેરે લઈ આવતો અને તેવી રીતે અવારનવાર એ નર્સની નજરે થવા લાગ્યો. એ ઇશ્કનો દર્દી બન્યો.

શશિવદન દેખાવમાં ફાંકડો યુવાન હતો. તેના માથા પરના વાળ ઓળવાની કળા, તેની આંખોની તેજસ્વીતા અને તેનું ગૌર શરીર દરેકને આકર્ષક લાગતું. બાંડિયું અને બંગાળી ધોતિયું પહેરી તે ખુલ્લે માથે રહેતો. તે સંગીતનો પણ શોખીન હતો.

પોતે રહેતો હતો તે નગરના મહારાજાનો જન્મદિન આવતો હોઇ એક પ્રેરણાત્મક સંવાદ લખી કન્યાશાળા માટે લાવવા તેને ઇજન આવ્યું, તે મુજબ તેણે એક સુંદર સંવાદ લખી તૈયાર કર્યો, અને મરકતે મુખે તે લઇ પોતે કન્યાશાળાની મુખ્ય શિક્ષિકા પાસે ગયો. તે ધારતો હતો તે શિક્ષિકા તરલીકા પણ ત્યાં હાજર હતી. અને તે આવ્યો ત્યારે બધી શિક્ષિકાઓ તથા બાલિકાઓ ત્યાં મોટા રૂમમાં આવી એટલે શશિવદને એ સંવાદ આકર્ષક જીભથી વાંચી સંભળાવ્યો અને તૈયાર કરવા આપ્યો અને રજા લેતાં કહ્યું: 'જ્યારે રિહર્સલ લેવાનું હોય ત્યારે મને બોલાવજો.' કહી તે વિદાય થયો. જતાં જતાં તે તરલિકા ઉપર પ્રેમ નજર ફેંકતો ગયો. તરલિકાનાં નેત્રો પણ વધુ તેજસ્વી બન્યા તે તેનાથી છાનું ન રહ્યું, અને તેનું દિલ નર્સ સૌદામિનીનું અને શિક્ષિકા તરલિકામાં કોણ સૌંદર્યવાન તેની તૂલના કરવા લાગ્યું.

નર્સ સૌદામિની જરા ઉચ્છૃંખલ તો હતી પણ પ્રભાવશાળી ને તેજસ્વી હતી. તેની ભભકમાં જ દરેકને આંજી દેવા શક્તિમાન હતી. જ્યારે તરલિકા શાન્ત, ભોળી, સાદી ને ગભરૂ હતી. બિચારી બાર વર્ષની રાંડી હતી. નિરાધાર થતાં તેના એક વૃદ્ધ કાકાને ત્યાં આવી ભણતર ભણી શિક્ષિકા તરીકે દાખલ થઇ હતી.

બંનેમાં કોને પસંદગી આપવી એ રમણીય મૂંઝવણે શશિવદન મૂંઝાયો પણ તેના મગજમાં કોઇ ઓચિંતી કલ્પના આવી. લેખકો કલ્પનાવિહારી હોય છે. તે જેમ વાર્તાઓ અને કાવ્યો માટે કલ્પનાના મિનારા ચણે છે તેમ પોતાની જાત માટે પણ ચણતાં હોય છે. કદાચ તે મિનારા ફળીભૂત થાય છે, કદાચ એ મિનારા લોહી પીનાર થાય છે. તેણે એક કાંકરે બે પક્ષી મારવા નિરધાર કર્યો અને કદાચ બન્નેમાં સફળ નિવડે તો પહેલી પસંદગી નર્સને આપવી.

તે તેની તેજસ્વીતા ઉપર આકર્ષાયો હતો છતાં શિક્ષિકાની સાદાઇ તરફ તેને ધિક્કાર તો નહોતો જ.

એ વિચારમાં જ એ એક સુંદર પ્લોટ ઉપર વાર્તા લખવા લાગ્યો. તેણે વાર્તા લખી. તેમાંથી એક પાનું જુદું તારવી બીજા પેપરોનો બીડો વાળી ટેબલના ખાનામાં મૂકયો. લખેલ વાર્તામાંથી એક પાનું ખેંચી કાઢેલ તેવો જ એક બીજો પત્ર લખ્યો ને તે બન્ને પત્રોને જુદાં જુદાં બે કવરોમાં ગોઠવ્યા. બંને પત્રમાં એક જ હકીકત લખાયેલી હતી. બંને કવરો પર જુદાં જુદાં મરોડનાં બે જુદાં જુદાં સરનામાં કર્યાં. એક પર નીચે મુજબ લખ્યું:

શ્રીમતી નર્સ
C/o સાર્વજનીક હોસ્પીટલ
ચન્દ્રપુર.

અને બીજા ઉપર નીચે મુજબ સરનામું કર્યું :

શ્રીમતી મહેતા શિક્ષિકા
C/o રાજકુમારી કન્યાશાળા
ચન્દ્રપુર.

એ બંને કવરો પેક કરી ટિકિટો ચોડી ખિસ્સામાં નાખ્યા.

વાંચકો ઉત્સુક બન્યા હશે કે એ પત્રોમાં શું હશે ! તો જરા ધીરજ રાખો. એ પત્રોમાં નીચે પ્રમાણે લખ્યું હતું ;

પ્રિયે

આજ તો આપને પત્ર લખવા નિરધાર કર્યો અને તુરત જ ટેબલ પર પડેલ પત્રો ઉપર કલમ ચાલી. ઘણા દિવસથી મારો પ્રેમ તમારી તરફ અવિરત સ્નેહે વહી રહ્યો છે. જો તમે મારા એકલવાયા જીવનને નહિ વિકસાવો તો મારું જીવન દુનિયામાં એમને એમ ચાલ્યું જશે. તમારી સાથેનો પ્રેમ હું જીંદગીભર નિભાવીશ. જો

આપ મારા સાથે સ્નેહ જોડવા ઇચ્છશો તો આપણું બન્નેનું જીવન પ્રફુલ્લ બનશે. જો તમારી સંમતિ હોય તો આ પત્ર કાલે મળે એટલે સાંજના આપ પ્રોળી સાડી પહેરી હાથમાં રૂમાલ લઈ પબ્લીક પાર્ક પાસેથી પસાર થજો એ વખતે હું ત્યાં આજુબાજુ હોઇશ. જો તમે તે પ્રમાણે નીકળશો તો પછી હું આપને રૂબરૂ મળી ખુલ્લો થઇશ, હાલ તો એ જ.

તમારા અપ્રેય

**પ્રેમી**

એ પ્રમાણે પત્રો હતાં. બંને એકજ સરખાં હતાં અને તે પોસ્ટ કરી બીજા દિવસની સાંજની રાહ જોવા લાગ્યો.

શશિવદનને રાત્રે સ્વપ્નમાં પણ ઘડીમાં નર્સ અને ઘડીમાં શિક્ષિકાની મૂર્તિઓ દૃષ્ટિગોચર થતી હતી.

બીજા દિવસે સાંજ પડવાને હજુ થોડી વાર હતી ત્યાં તો શશિવદન પાર્ક પાસે આવી ઊભો.

બરાબર સમય થતાં પહેલાં શિક્ષિકા નીકળી અને શશિવદન નિહાળી રહ્યો અને જરા હસ્યો. શિક્ષિકા પસાર થઇ ગઇ. થોડીવાર બાદ સૌદામિની નર્સ નીકળી. શશિવદન ઉતાવળો થયો અને પ્રેમની આપ લે કરવાની શરૂઆત કરતા મધુર વાણીથી બોલ્યો: 'મારી રેતી જેવા રણની મીઠી વીરડી.........' પણ તેના તરફ લક્ષ નહિ આપતાં નર્સ ગર્વભર્યા મુખથી ચાલી ગઇ. છતાં શશિવદનનાં હૃદયની આશાને તેજસ્વી બનાવતી ગઇ.

શિક્ષિકાને તો ખાત્રી હતી કે આ પત્ર શશિવદનનો છે. કારણ કે કન્યાશાળામાં ભજવવા આપેલો સંવાદ તેણે બરાબર વાંચ્યો હતો અને તેના જેવા જ અક્ષરો આ પત્રમાં હતાં. વળી પસાર થતાં શશિવદન ત્યાં હતો અને તે હસ્યો એટલે તેણે તો શશિવદનને ઘેર

જઇ મળવું ઉચિત ધાર્યું. તરલિકા શશિવદનને ગૃહે આવી. તે તો તેના તરફ પ્રથમથી જ આકર્ષાઇ હતી.

શશિવદને તેને હસતાં મુખે આવકાર આપ્યો અને કહ્યું: 'મારા જીવન વિકાસનાર દેવી, પધારો, હું તમારો પ્રેમથી સત્કાર કરું છું.'

તરલિકા હસી પડી અને બોલી: 'તમારી એ કાવ્યમય ભાષાને પ્રેમમાં લાવો નહિ. હું તો તમારા કાવ્યો ઘણા વખતથી વાચું છું અને વહેલી તકે હૃદય વાંચવા ઉત્સુક હતી.'

થોડીવાર વાતચિત કરી તરલિકા ગઇ. બંનેએ આર્યસમાજ વિધિથી લગ્ન કરવા નક્કી કર્યું.

શશિવદનથી જુદી પડી તરલિકા ગઇ, પણ શશિવદનનું દિલ તો નર્સ માટે વધુ પક્ષપાતી બન્યું હતું. છતાં ભૂલ્યો ઘા એરણ પર એમ ધારીને તરલિકા સાથે મળતી પાણ રાખી હતી.

નર્સને ઘેર જ જવા માટે શશિવદન તૈયાર થયો. પરંતુ ત્યાં જતાં તેને વિચિત્ર અનુભવ થયો. જેની કલ્પના તેને પ્રથમ હતી જ.

સૌદામિની તો રૂપગર્વિતા યુવતી હતી અને તેણે અનુમાન કર્યું હતું કે મારો પ્રેમી બનવા ઇચ્છતો ખાંડ ખાય છે ખાંડ. તેને ઉઘાડો પાડી, પોતે નવયુગની નારી તરીકે બંડખોર બનવા ઇચ્છતી હતી. વળી તેણીની નીતિ પણ કાંઇ ચારિત્ર્યવાળી નહોતી. છતાં તેની રૂપજ્યોતનો પતંગ બનવા શશિવદન ઇચ્છતો હતો.

સૌદામિનીની ઇચ્છા તો તેનો પ્રેમી બનવા ઇચ્છતા ગૃહસ્થને ચાટ પાડવાની હતી તેથી જ તો તેણે પોલીસ સુપ્રી.ને બોલાવ્યા હતા, અને શશિવદનનો પત્ર તેની પાસે રજૂ કર્યો હતો.

પો. સુ. સાહેબે શશિવદન ત્યાં આવ્યો કે તુરત જ તેને

ગીરફ્તાર કર્યો અને બીજે જ દિવસે તેને ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સન્મુખ ખડો કર્યો.

ફરિયાદ પક્ષના વકીલે પ્રશ્ન કર્યો:

'આપે આ પત્ર સૌદામિની ઉપર લખ્યો હતો?'

'જી, ના.'

'ત્યારે આપ સાંજે ત્યાં કેમ આવ્યા હતા?'

'તેના બોલાવવાથી.'

'ત્યારે આ પત્રના અક્ષર તમારા નથી એમ પણ તમે કહો છો?'

'જી, ના. અક્ષરો મારા જ છે.'

'તો પછી પત્ર લખવાનો ઈન્કાર શા માટે.'

'એનું કારણ છે. આ કાગળ મારી 'પ્રણય જ્યોતિ' નામક વાર્તાનું એક પાનું છે અને તે એ વાર્તામાંથી શરતચૂકને અંગે ઊડી ગયેલ હોય એમ મને લાગે છે અને તેનો કોઇ બદમાશે દુરપયોગ કર્યો હોય તેમ લાગે છે. જુઓને કવર પરનું સરનામું.'

કવર પરનું સરનામું મેજીસ્ટ્રેટ સમક્ષ રજૂ થયું, તેના અક્ષરો જુદા જુદા મરોડનાં લાગ્યા. તે જોઈ મેજીસ્ટ્રેટસાહેબ તહોમતદાર તરફ બોલ્યા.

'એ વાર્તા જોવા કોર્ટને મળી શકે ખરી.'

'જરુર. આપ જ આપના કલાર્કને તેના વકીલ મારફત મારે ઘેર મોકલો. મારી ઓફિસમાં ખાનામાં પડેલ વાર્તાઓ સાથેનાં થોકડામાંથી 'પ્રણય જ્યોતિ' નામક વાર્તા લાવવા હુકમ આપો.'

ન્યાયાધીશ સાહેબે કલાર્ક અને વકીલ મારફત 'પ્રણય જ્યોતિ'ની વાર્તા મંગાવી.

વાર્તાનો પ્લોટ નીચે મુજબ હતોઃ

પ્રણયકાન્ત નામનો એક જાગીરદાર યુવક મંજુલા નામની એક યુવતી ઉપર પ્રેમ કરવા ઇચ્છે છે, અને તે માટે તે તેના પર એક પત્ર લખે છે. એ પત્ર એ વાર્તાનાં અનુસંધાન સાથે આબાદ મળી જાય છે તેમ ન્યાયાધીશ સાહેબે જોયું.

ફરિયાદ પક્ષના વકીલ બીજા કોઇ મુદ્દા પર ગુનો સાબિત ન કરી શકયા અને શશિવદન કાયદાની બારીકીમાંથી આબાદ બચી ગયો. છોભીલી પડેલી નર્સ નીચું જોઇને ચાલી ગઇ. લોકોને તેની ટીકા કરવાનું કારણ મળ્યું અને પેપરમાં ચકચારભર્યાં પાના ભરવા માટે છાપાના પ્રતિનિધિઓને ખોરાક મળ્યો. જાણીતા લેખક પર ખોટો આક્ષેપ કરનાર નર્સની ફજેતી. એ શિર્ષક નીચે છાપાવાળાઓએ પાનાનાં પાના ભર્યાં.

ત્યાર બાદ શશિવદને તરલિકા સાથે લગ્ન કર્યાં. એનાં વખાણ થયાં અને બંનેના ફોટા સહિત સુધારકોએ તે લગ્ન માટે અભિનંદન આપ્યા.

અત્યારે એ દંપતી બહુ જ ખુશીમાં રહે છે અને શશિવદન તેનું દરેક સર્જન તરલિકાને બતાવે છે અને તેની પ્રેરણા મૂર્તિ બનાવી આનંદ માણે છે.

બિચારી સૌદામિનીના દુઃખનો પાર નથી. લોકોનું એ આંગળી ચીંધણું બની છે.

# મનોરમા

'ટાઈપરાઈટીંગના કામ માટે સંખ્યાબંધ આવેલી સ્ત્રીઓની અરજીમાંથી શેઠસાહેબે એકની નિમણૂક કરી છે. યુવાન મેનેજર પાસે આવી કલાર્કે કહ્યું.

મેનેજર અરજી લઇ શું છે તે જોવા લાગ્યો. 'મનોરમા'ની તે અરજી હતી, અક્ષરનો મરોડ જોઇ તેની આંખ નાચી ઊઠી. કલાર્ક તો ચાલ્યો ગયો હતો.

ઘડી એ અરજી સામે, ઘડી વિચારગ્રસ્ત ચહેરે, ઘડી અહીં તહીં જોતો એ બેસી રહ્યો. થોડીવાર પણ નહિ પસાર થઈ હોય ત્યાં એક યૌવના આંખો ચમકાવતી હૈયા હલકાવતી અજબ સૌન્દર્ય પાથરતી આવી પહોંચી. તેણે ચારે તરફ દૃષ્ટિપાત કર્યો. શેઠ હજુ આવ્યા નહોતા. શેઠ રમણીકરાય મોટા કમીશન એજન્ટ હતા અને જથ્થાબંધ માલ પરદેશથી આયાત કરતા, ઘણો કમીશનથી વેચી નાખતા, અમુક પેઢીઓ ચલાવતા.

આવેલ સ્ત્રીનું મનોહર સૌન્દર્ય દરેક જોનારને આકર્ષક લાગતું. તેના શરીરનાં દરેક અંગો સપ્રમાણ અને જોનારને સુંદર લાગે તેવાં હતાં. તેણે મેનેજરનાં ટેબલ સામે દૃષ્ટિ ફેંકી.

મેનેજર યુવાન હતો. ગ્રેજ્યુએટ થયા પછી તે પોતાની જ જ્ઞાતિનાં શ્રીમંતને ત્યાં સારા પગારથી દાખલ થયો હતો. શ્રીમંત

રમણીયરાયની જ્ઞાતિમાં ભાગ્યે જ કોઇ ગ્રેજ્યુએટ જેટલું શિક્ષણ લેતા. તેની જ્ઞાતિમાં પહેલા જ ગ્રેજ્યુએટ થયેલ યુવાન મધુકરને પોતે પોતાની પેઢીમાં સારા પગારથી નિયુક્ત કર્યો હતો.

'ઓહ ! મીસ મનોરમા આવી પહોંચ્યા, આપના માટે બેસવાનું સામે ટેબલ છે. ટાઇપ કરવા માટેનું દરેક સાધન ત્યાં છે.'

યુવતી ચપળ નેત્રોથી તેના સામે જોઈ રહી. તેની બાલીશતાથી મેનેજર મનોમુગ્ધ બન્યો. તેને લાગ્યું કોઇ કુળવાન કન્યા છે અને આર્થિક મુશ્કેલીને અંગે નોકરીનો સ્વીકાર કરવો પડયો હશે અને મુંઝાય છે, માટે તેને સરળતાથી બધું વ્યવસ્થિત કરી આપું. તેમ વિચારી તે બોલ્યો.

'કોઇ પણ રીતે મુંઝાશો નહિ. ધીમે ધીમે કાર્ય ફાવી જશે. લો આ જર્મનીની એક કંપની પર પત્ર લખ્યો છે તે ટાઈપ કરી લાવો.'

યુવતી કાંઈ પણ નહિ બોલતાં પત્ર લઇ સૂચવેલી બેઠક તરફ ચાલી. તેની ચાલવાની છટા મધુકર નીરખી રહ્યો. પાછળનો તેનો શરીરનો ઘાટ અનિમેષ નયને તે જોઇ રહ્યો: તેને ખ્યાલ આવ્યો કે કોઈ કારકુન પોતાને કદાચ પાગલ ધારશે છતાં તે અવર્ણનિય સૌન્દર્ય પાન કરવા લલચાયો.

યુવતી ટાઇપનાં મશીન પર પોતાની અંગુલીઓથી ટાઇપનાં અક્ષરો પર હાથ ફેરવવા લાગી. જે માત્ર પાંચ મિનિટમાં ટાઇપ થાય તે પત્રને પૂરો ટાઇપ કરતાં અડધો કલાક થયો અને એ પૂરો થયો એટલા ટાઈમમાં તો તેની વિહ્વળતા અમાપ વધી ગઈ. અવિરત શ્રમથી તેના ગાલમાં લાલાશ આવી. પ્રસ્વેદના બે ચાર બિંદુડા પણ સાચા મોતીની માફક ટપકી ગયાં અને તેના સૌન્દર્યને વધુ ઉજ્વળ બનાવી ગયા. તેની મધુરી મૂંઝવણ જોઇ દરેક જોનારને તેના તરફ દયા આવે તેવું હતું. કારકુનો અંદરો અંદર ગણુગણાટ કરતા હતા

પરંતુ મેનેજર તો અર્ધો કલાક થયો છતાં પણ જ્યારે પત્ર પૂરો થઇ ન આવ્યો ત્યારે તે બોલાવવાનો વિચાર કરવા લાગ્યો અને બોલાવા માટે અવાજ કરે તે પહેલાં જ શેઠની મોટરનું ભુંગળું વાગ્યું.

ચમચમ બોલતાં બુટ સાથે શેઠ ઓફિસમાં આવ્યા. હાસ્ય ફરકાવતા મુખે તે મનોરમાના ટેબલ તરફ આવ્યા અને તેની સાથે કાંઇ વાતચીત કરવા રોકાયા. મધુકરની નજરમાં શેઠ અત્યારે તેનો હરીફ લાગ્યો. જે યુવતી તરફ પોતે મમતા બતાવી પહેલી નજરે જ મોહમાં પડે છે તેની તરફ શેઠ ગયા તે કેમ જોઈ શકાય? આંખો મીંચી મધુકર વિચારી રહ્યો. શ્રીમંતોને શરમ હોતી જ નથી. પણ પુનઃ તેણે જ્યારે આંખો ખોલી ત્યારે શેઠને અંદર જતાં ભાળ્યા અને યુવતી પણ તેના તરફ જોઇ રહી હતી.

મેનેજર મધુકરે ધીમા સાદે ઉચ્ચાર્યું 'મનોરમા'

પ્રત્યુત્તર ન મળ્યો. જરા વધુ અવાજે મધુકર બોલ્યો. 'મનોરમા' એ ચપળ નયને નિહાળી રહી. જ્યારે જરા ઊંચા સાદે મધુકર બોલ્યો 'મનોરમા પેપર તૈયાર થયો હોય તો લાવો.'

મનોરમા પત્ર લઇ ધીમે પગલે મધુકર પાસે આવી અને કહ્યું, 'લો હજુ આપનું મશીન મને બરાબર ફાવતું નથી.' મેનેજરે હાથમાં પત્ર લીધો તો લીંટીએ લીંટી પર એકાદ બે ભૂલો માલૂમ પડી. તે બોલ્યો. 'પત્ર ખોટો ટાઈપ થયો છે. ચાલો હું જ કરી લઉં.' અને તેણે ટેબલ પાસે આવી પાંચ મિનિટમાં જ પત્ર પૂરો ટાઇપ કર્યો અને આશ્વાસન આપતાં સૂરે મધુકર બોલ્યો 'મુંઝાશો નહિ, એ તો ફાવી જશે. શરૂઆત હમેશા એવી જ હોય.'

અગિયાર વાગતાં ઓફિસ બંધ થઈ અને મધુકર પોતાને મકાને આવવા રવાના થયો.

તેનું મન કલ્પનાનાં હિંડોળે ઝુલવા લાગ્યું. મનોરમા તેના મનોરાજ્યની મહારાણી બની ચુકી ! કોઈ પણ ભોગે મનોરમાને વશ કરવા તેની વિચારમાળા ચાલી.

બપોરે જમ્યા બાદ તે ઓફિસે આવ્યો પરંતુ તેનું હૃદય પ્રેમનાં રંગે રંગાઇ તેને વિહ્વળ કરી મૂકતું હતું. તે ઓફિસમાં દાખલ થયો. થોડી વારે તેની ઓફિસમાં એક કલાર્ક એક સ્ત્રી સાથે દાખલ થયો, અને બોલ્યો ' સાહેબ, આ શ્રીમતી મનોરમા. તેને ટાઇપ માટેનું જે કાર્ય હોય તે સોંપશો.' એટલું કહી તે ચાલ્યો ગયો.

મધુકર અવાક્ નેત્રે જોઇ રહ્યો. તેનું મન કાંઇક ગૂંચવણ અનુભવી રહ્યું અને તેણે ચાલ્યા જતાં કલાર્કને હાક મારી બોલાવ્યો. ઘડીભર તે યુવતી સામે જોઇ રહ્યો. જાડી મેદયુક્ત એ સ્ત્રીને જોતાં જ તેને ત્રાસ થયો. મોટી ડરામણી આંખો, ઢબકલા જેવા હાથ, ગર્ભવતી સ્ત્રી જેવું પેટ અને કાળી ભેંશ. આ મનોરમા ટાઇપીસ્ટ તરીકે દાખલ થઈ! ત્યારે સવારે હતી તે કોણ ! તેનાં મનથી એ ઉકેલનો કોયડો ન સૂઝયો. તેણે કલાર્કને પાસે બોલાવી કાનમાં ધીમેથી પૂછ્યું. 'ત્યારે સવારે આવ્યાં હતાં તે મનોરમા કોણ ?'

' અરે સાહેબ, એ મનોરમા કયાં હતી એ તો શેઠના બહેન રજનીકાન્તા હતાં. ટાઈપીસ્ટ તરીકે દાખલ થયેલ તે આ ઊભા તેજ મનોરમા ' કારકુન કહી ચાલતો થયો. બહાર નીકળી તે ખડખડાટ હસી પડયો.

' મીસ મનોરમા, સામે પડેલ ટેબલ ઉપર તમારે બેસવાનું છે અને ટાઇપ માટેનાં પત્રો ત્યાં જ પડયા છે ' મનોરમા એ સાંભળી તેના સ્થાન પર ગઈ.

' મધુકરનું માથું તપી ગયું. તેણે શેઠ પાસે જઇ આઠ દિવસની રજા માગી અને કહ્યું, 'મને શરીરે સારૂ નથી માટે હાલ હું ઓફિસ પર નહિ આવી શકું. '

શેઠે એ સાંભળી કહ્યું ' ભલે, કેમ એકાએક તબિયત બગડી ગઈ ? હું સાંજે ઓફિસ બંધ થયા બાદ ડૉ.ને લઇ તમારે ત્યાં આવીશ.' મધુકર ચાલ્યો ગયો. તેણે તે શબ્દ પૂરા સાંભળ્યા પણ નહિ.

સાંજે પાંચ વાગ્યા ત્યારે મધુકરનાં ગૃહ પાસે શેઠની મોટરનું હોર્ન સંભળાયું. મધુકર તો પથારીમાં પડયો પડયો તરફડિયાં મારતો હતો. તે બિમાર હતો—ખરેખરો ઇશ્કનો બિમાર હતો. થોડી વારમાં જ શેઠ આવી પહોંચ્યા. મધુકરે આંખો મિંચી દીધી. પણ રૂપાની ઘંટડી રણકે તેવા સૂર તેણે રજનીના શબ્દો સાંભળ્યા, ' અરે સવારે ઓલરાઇટ હતા અને અત્યારે એકાએક શું થયું ?'

'તેની ડોકટર તું છે, જો એ સૂતા એ દરદી. મારે જરા કામ છે તો હું જાઉં છું અને કલાક બાદ તારા માટે મોટર મોકલીશ.'

મધુકર મધુમુખી રજની તરફ જોઇ રહ્યો. બંનેના હૃદય તો એક થઈ ગયાં હતાં જ. સવારથી મધુકર જેવી સ્થિતિ રજનીની પણ હતી. તેમના નયનોએ કાંઈ વાત કરી અને પછી તો બન્ને આત્મા રણકી ઊઠયા. ઓરડામાં ખડખડાટ હાસ્ય પથરાયું.

કલાક બાદ શેઠની મોટર આવતાં રજનીકાન્તા મધુકરને લઇ બંગલે પહોંચી. શેઠે તો પેલેથી જ બધું ચોગઠું ગોઠવ્યું હતું.

રજનીકાન્તા મધુકર સાથે પરણી ગઇ તે કહેવાની જરૂર છે ખરી ?

મધુકરની બિમારી ચાલી ગઇ. હવે તે મજેથી ઓફિસમાં કામ કરે છે અને રજનીકાન્તાને ટાઇપનું શિક્ષણ આપે છે. તેને હવે માથું ચડતું નથી !

# સાધના

'જરૂર કાંઇક ભેદ છે.' અંદરના રૂમ તરફ દૃષ્ટિપાત કરતા એક પચીશ વર્ષનો યુવાન બબડયો. તેની આંખોમાં શંકા અને વહેમે ઘર ઘાલ્યું હતું.

રૂમમાં તેની પત્ની ટેબલનાં એક ખાનાને ખોલી અંદર પડેલ કોઇ ચીજ તરફ અતિશય મમતા અને સ્નેહપૂર્વક જોઇ રહી હતી. તેના મુખ પર વ્યક્ત થતા ભાવો જોતા તેમાં ભારોભાર સ્નેહ ઊભરાતો દેખાતો હતો.

' એ શું હશે ? ' યુવાનને પ્રશ્ન થયો.

'સાધના આટલો બધો સ્નેહ રાખે છે પરંતુ શું તે દગાખોર હશે ?' પુનઃ તે યુવક તેના હાથમાં એક પુસ્તક લઇ ખોટી રીતે વાંચવામાં તલ્લીન થઇ ગયો હોય તેમ દેખાવ કરી બેઠો.

થોડીવારમાં જ એક યુવતી આવી અને બેઠેલ યુવકની પાછળનાં ભાગમાં જઇ યુવકનાં બન્ને નયનો પોતાના હાથથી દાબી દઇ ખડખડાટ હસી પડી, યુવક પર અનહદ પ્રેમભાવ વ્યક્ત કરવા લાગી. યુવક પણ જૂઠું હસી તેનો પડઘો પાડવા લાગ્યો.

યુવક ગર્ભશ્રીમંત હતો. તેના પિતા અઢળક દોલત તેની પાછળ મૂકી મૃત્યુ પામ્યા હતા. યુવક કેળવાએલો હતો અને તેના પિતાની

સંપત્તિની સુવ્યવસ્થા કરી દરેક કાર્ય ખંતપૂર્વક કરી પોતાની સમૃદ્ધિમાં વધારો કર્યો હતો.

યુવતી બોલી, 'પ્રિયવદન આખો દિવસ વાંચતા થાકતા જ નથી !'

'વાંચવાથી આત્માને આનંદ મળે છે અને જ્ઞાન સંપાદન થાય છે.' યુવકે ફીકું હસીને કહ્યું.

બંનેમાં અપૂર્વ પ્રેમ હતો પરંતુ થોડા વખતથી પ્રિયવદનની નજરમાં વહેમે ઘર ઘાલ્યું હતું. તેની પત્ની પાસેના રૂમની અંદરનાં ટેબલનાં ખાનામાં કંઇ વસ્તુ છુપાવી તેના પર તાળુ મારી કોઇ ન જાણી જાય તેની સાવચેતી રાખતી. પ્રિયવદનનાં હૃદયમાં એથી એક વાત ઘુંટાવા લાગી હતી કે પોતાની પત્ની દગાખોર છે અને તે જે સ્નેહ બતાવે છે તે માયાવી છે. પરંતુ એ ખાનાને ખોલીને જોવા માટે તેને તક મળતી જ નહિ. તે તેવી તક શોધી રહ્યો હતો.

તેની બાજુમાં એક અમલદાર રહેતા હતા. તેની પત્ની સાથે સાધનાને ખૂબ જ બનતું. અવારનવાર તે સાધના પાસે આવીને બેસતી. સાધના કદી એને ઘેર જતી આજે તેના પુત્રનો જન્મ દિવસ હોવાથી અમલદાર પત્ની ઉષા તેને જમવાનું કહેવા આવી હતી અને સાધનાને મદદ માટે તેડવા આવી હતી.

સાધના ઉષાને લઈ અંદર ઓરડામાં કપડાં બદલવા ગઇ અને પ્રિયવદન પુનઃ પુસ્તક વાંચવામાં પડ્યો.

× × ×

પ્રિયવદનનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. એ બેબાકળો બજારમાંથી આવ્યો, અને સાથે લાવેલ સંખ્યાબંધ કુંચીઓમાંથી એક પછી એક ખાનું ખોલવા માટે ચડાવવા લાગ્યો. ઘડીકમાં ખોલવાની મહેનત

કરતો, ઘડીમાં બારીએ કોઇ નથી આવતું કે આવે છે એ જોવા ડોકાતો. મહામહેનતે ટેબલનું ખાનું ખોલ્યું અને તેના હૃદયે છુટકારનો દમ ખેંચ્યો. ટેબલ ખોલતાં તેની દૃષ્ટિ સમક્ષ એક પત્રનો થોકડો દેખાયો. તેનો વહેમ ખરો છે એમ પોતે માન્યું અને તે એક પછી એક પત્ર ખોલી વાંચવા લાગ્યો. વાંચતા વાંચતા તેનાં મુખ પરનાં આવીર્ભાવ અને ક્ષણે ક્ષણે બદલાતી રેખાઓ ભયંકરતામાં વધારો કર્યે જતી હતી. કોઈ પ્રેમીએ તેના પર પત્રો લખ્યા હોય તેમ તેને લાગ્યું. તેમાં કોઇનું નામ નહોતું, તેનું હૃદય વજ્ર જેવું લોખંડી બન્યું, તેના રૂંવાડે રૂંવાડે વેર વેરનો પૂકાર કર્યો. પૂનઃ જેમ હતાં તેમ પત્રો ગોઠવી દઈ ખાનું બંધ કરી તે રૂમમાં એક ઝુલા પર બેઠો. થોડીવારમાં જ સાધના આવી અને પ્રેમથી ભેટી પડી. હૃદયમાં પ્રેમ ઉભરાતા જેમ વૃક્ષને વેલી વીંટાઈવળે તેમ પ્રિયવદનને વિંટાઇ ગઈ. પ્રિયવદનનાં હૃદયમાં તો અંગારા પડયા હતા. એ પ્રેમ ભર્યા ચુંબનનો જવાબ આપવા તેણે બન્ને હાથ સાધનાના ગળે વિંટાળી દીધા અને તેની આંખમાંથી અંગાર ઝરી ઊઠયા. સાધના ગભરાઇ ગઈ. તે કાંઇ બોલવા જાય ત્યાં તો તેના બંને હાથો ગળાને એવા જોસથી ભીંસાયા કે તેનો શ્વાસ રૂંધાઈ ગયો. થોડીવાર તરફડી સાધનાનો આત્મા દેહ છોડી ચાલ્યો ગયો.

પ્રિયવદનના આત્માએ અજબ શાન્તિ અનુભવી તેનો હુતાશ શાંત થયો. થોડા સગાંવહાલા અને આડોશીપાડોશીને બોલાવી સાધનાના શબને અગ્નિ સંસ્કાર પણ થઇ ગયો.

સાધનાના મૃત્યુને અઠવાડિયું વિત્યું હશે ત્યાર પછીના એક દિવસે સાધનાની સખી અમલદારની પત્ની ઉષા પ્રિયવદન બેઠો હતો તે દીવાનખાનામાં આવી, પ્રિયવદને તેને આવકાર આપ્યો. પણ લૂખો નિરસ છતાં કડવો ઘૂંટડો પીને પણ ઉષા તેની સામેના એક સોફા પર બેઠી અને બોલી.

'પ્રિય, ભાઈ હું એક મહત્વના કામે આવી છું.'

'શું કામ છે ?' પ્રિયવદને જીજ્ઞાસાથી પૂછયું.

ઉષાએ ચારે બાજુ દૃષ્ટિપાત કર્યો અને કોઈ પણ આજુબાજુ નથી તેની ખાત્રી કર્યા પછી કહ્યું, 'મારા લગ્ન થયા પહેલાં મારે એક યુવાન સાથે પ્રેમ થયેલો જેમાં આવેલ મારા પરનાં પત્રો મેં આપની પત્ની અને મારી પ્રિય સખી સાધનાને સાચવવા આપેલા તે તેણે જીવને જોખમે સાચવ્યા હતા. તે કહેતી હતી કે ટેબલનાં ખાનામાં પ્રિયવદનથી પણ છૂપી રીતે મેં છુપાવ્યા છે. તેમ તેણે મને કહ્યું હતું. આપ કૃપા કરી મારા એ પત્રો આપશો તો જીંદગીભર હું આપનો આભાર નહિ ભુલું.'

એ સાંભળતાં પ્રિયવદન બોલી ઊઠયો, 'હું પણ મારું કૃત્ય જીંદગી સુધી નહિ ભુલું. એક વાતની ખાત્રી કર્યા વગર સાહસ કરનાર ચતુરાઇ ગુમાવે છે અને અધોગતિ મેળવે છે એ અત્યારે સમજાયું.' પાગલની માફક પ્રિયવદન ઊભો થયો અને તેણે ટેબલના ખાનામાંથી પત્રો કાઢી આપ્યા.

ઉષા પત્રો લઇ ચાલી ગઇ અને પોતે પુનઃ ઝુલા પર બેઠો. સામેની દિવાલે ટીંગાતી સાધનાની છબી તરફ જોઇ તે રડી પડયો.

'તમે તો ઊંઘો છો કે રડો છો' સાધનાએ ઘરમાં દાખલ થતાં જ કહ્યું.

પ્રિયવદન તેના વહેમના વિચારમાં ને વિચારમાં જ્યારે સાધના અને ઉષા અંદર રૂમમાં ગયા ત્યારે ઊંઘી ગયો. સાધના કપડા બદલી ઉષાને ઘેર ગઇ ત્યારે ઘરની સાંકળ વાસતી ગઈ હતી અને જમવાનું તૈયાર થયેલ હોવાથી પુનઃ જમવા તેડવા આવી અને પ્રિયવદનને તે જ ખુરશી પર વાંચતા વાંચતા સૂઈ ગયેલો જોયો. તેની આંખોમાં આવેલા આંસુ જોઈ તેણે જગાડતા જ ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

પ્રિયવદનનો આત્મા એક ઊંડી હાય નાખી ગયો અને અનુભવેલ સ્વપ્નાનાં દ્રષ્યોના વિચારે કંપી ઊઠયો.

સાધનાએ એક ધીમી થપાટ ગાલ પર મારતાં કહ્યું ' હવે લ્યો પાણી અને મુખ ધોઈ સ્વસ્થ થાવ. જમવાનું તૈયાર થઈ ગયું છે.' પ્રિયવદન એજ વખતે ખરા સ્નેહથી તેને ભેટી પડયો અને તેની કેડે લટકતા કુંચીના ઝુડાને લઇ તેનો હાથ ઝાલી અંદર રૂમમાં ગયો અને ટેબલનું ખાનું ખોલ્યું. ખાનામાં એક બગીચામાં ફરતા બે બાળકોનો ફોટો હતો. એ જોતા જ પ્રિયવદનની નજર સમક્ષથી પંદર વર્ષનો કાળનો પડદો હટી ગયો.

એ જ્યારે દશ વર્ષનો હતો ત્યારે સાધના સાત વર્ષની હતી. પ્રથમ જ્યારે તે એક બગિચામાં સાથે રમતા રમતા ફૂલમાળા ગૂંથતા હતા, અને સાધના ગૂંથેલ ફૂલમાળા પ્રિયવદનને પહેરાવી ખીલખીલાટ હસી રહી હતી તે વખતે સાધનાના મોટાભાઇએ છુપાઇને પાડી લીધેલા એ વખતની યાદનો મોટો ફોટો જોઇ તેને પોતાની નિર્દોષ બાળવય સાંભરી. પ્રથમ મિલન, ત્યાર પછીનું કોલેજ જીવન, રમત ગમત ઇત્યાદી એક પછી એક દ્રષ્યો તેની દષ્ટિ સમક્ષ ખડા થયા. તેની શંકાથી તે કેવું ખરાબ કાર્ય કરત તેની કલ્પના કરવાની હવે તેને જરુર નહોતી, કારણ કે તે તેણે સ્વપ્નામાં જ બધું અનુભવી લીધું હતું. સાધના તેના મળતા ભાવ અને શરમના શેરડા વાંચી બોલી ઊઠી. ' આ છબીને જ્યારે જોઉં છું ત્યારે મને બહુ જ આનંદ થાય છે, તમારા ખાતર મરી ફીટવાને મન તૈયાર બની જાય છે. મને કાંઇ પણ દુઃખ હોય અગર મન મુંઝાતું હોય તેનું આ આશ્વાસન છે. અને આ છબી મેં વર્ષોથી આંખની જેમ સાચવી રાખી છે.

પ્રિયવદને સ્વપ્નની વાત કહી બતાવી. પતિપત્ની બન્નેના

નયનોમાંથી અશ્રુ વહ્યા અને રહ્યા સહ્યા મેલને ધોઇ તેમના હૃદયને નિર્મળ બનાવ્યાં.

'હવે તે કેટલીવાર ચાલોને બધા રાહ જોઇ રહ્યા છે.' ઉષાનો સાદ સંભળાયો. પતિપત્ની ઉષાને ત્યાં ભોજન કરવા ગયા અને એ ભોજન અમૃતથી પણ મીઠું લાગ્યું કે કેમ તેમ આપણે તેને પૂછવાની જરૂર છે ખરી ? ઉષાના પુત્રના જન્મોત્સવનું આનંદ ભોજન હતું કે પોતાના પ્રેમ મહોત્સવનું, તેનો વિચાર વાંચકો કરી લ્યો.

## દુશ્મનને પ્રેમથી જીતો

ચન્દ્રવદન નવા જમાનાનો ફાંકડો યુવાન હતો, અને વીમા એજન્ટ તરીકે સુરતમાં બહુ જ મશહુર હતો. ટૂંક વખતમાં તો સારી કમાણી કરી તેણે એક સારા લત્તામાં સુંદર મકાન વેચાણ લીધું. પરંતુ તેના નસીબે પાડોશમાં ચંચળબાઇ બહુજ કજીયાખોર અને કંકાસી હતાં. તેને દરેક સાથે હાલતાં અને ચાલતાં કાંઇ પણ બાનું કાઢી કજીયો કરવો જ જોઇએ. ચંચળબાઈ એ આખા લત્તામાં સુવર્ણનાં થાળમાં લોઢાની મેખ જેવાં હતાં. તે કાંઇને કાંઇ બાને દરેક પાડોશીને રંજાડ કરતાં. તેમાં નવા આવેલ ચંદ્રવદનની પત્ની સાથે પણ મહાભારત કજીયો કર્યો. અને તેના એકનાં એક નાના બાળકને ખૂબજ ધમકાવી. રોયા, પીટયા, રાંડના વિગેરે અનેક ગાળો દીધી. તેણે તે માટે બાનું કાઢયું કે મારી આંખમાં ધૂળ ઉડાડી.

બચાવમાં ચંદ્રવદનની પત્ની સુરબાળાએ કહ્યું: 'ચાર વર્ષનો બાળક તે ધૂળ શું નાખે અને તેમાં આવી નઠારી ગાળો શું દીયો છો. હલકામાં હલકાં માણસ પણ આવા અપશબ્દો ન બોલે.' પરંતુ તેના પ્રત્યુત્તરમાં તો ચંચળબાઇ હાથ ઊંચા નીચા કરતાં બરાડી ઊઠયા.

'હું તો હલકી અને તું ઊંચી મોટી સાબ લોકોની મડમ જાણે.' અને એવા અનેક શબ્દોથી સુરબાળાને ધમકાવતી. કોઇની સાથે સુરબાળાને કજીઓ કરવાનો કદાચ આ પહેલવહેલો જ પ્રસંગ હતો.

ફરીને આવતો ચન્દ્રવદન એ બોલચાલ સાંભળવાને પારેવાને ચણ નાખવાની છત્રી આડો ઊભો રહ્યો હતો. તેણે એ બધી વાતચીત સાંભળી. છેવટ સુરબાળા પણ બે ચાર સંભળાવી બાળકને લઇ ઘરમાં ગઇ અને ચંચળબાઈ પણ ચાલ્યા ગયા.

ચંચળબાઇની ઉમર તો વીસ બાવીસ વરસની હતી પણ કજીયા કરવા માટે તો એ બહુજ અનુભવી થઈ ગયાં હતાં. તેના વર કેવળ-દાસને તે ડરાવતાં, ઘરમાં બાળક હતું નહિ. ઘરડા સાસુ સસરાને પણ ગાળો દેતી. દરેક પાડોશી તેનાથી ત્રાસી ગયાં હતાં. કેવળદાસ ૨૫ રૂપિયાથી એક કાપડવાળાને ત્યાં ગુમાસ્તી કરતા. પણ ચંચળ-બાઇના બાપ શ્રીમંત હતા, અને તે તેની એકની એક પુત્રી હતી. તેથી તેને મદદ સારી મળતી એટલે કેવળદાસ ચંચળબાઇના દબાણમાં કાયમ રહેતો. ચંચળબાઈમાં કજીયાની વૃત્તિ સિવાય બીજી પણ કુટેવો હતી. તે ઉચ્છૃંખલ વાતાવરણમાં ઊછરવાને અંગે પડી હતી. મીજાજ કરવો, અપટુડેટ કપડાંનો ઠઠારો કરવો, નવી નવી જાતનાં આભુષણો સજવા અને ઇધર ઉધર વાતો કરવી. વળી તે કોઈ પાડોશી સાથે બાધ્યા પછી પણ સંપ કરી લેતા અને ફરી પાછી એની એજ દશા. તેના જેવા વિચિત્ર સ્વભાવવાળી કોઈ સ્ત્રી હશે કે કેમ તેની પણ કલ્પના કોઇને ન આવતી. વળી ચંચળબાઇ રૂપગર્વિતા યુવતી હતી. ઘણા જોશી લોકો તેને છોકરાં થશે એવો જોશ જોઇને પણ પૈસા લઈ જતાં. તેમજ એ ઉડાવ બહુ હતી. વળી તે ગાળો આપતાં હોય અને સામેથી કોઈ ન બોલે તો વધુને વધુ ઉશ્કેરાતાં હતાં. કોઇ તેની ખુશામદ કરે તો તે સારો લાભ લેતું; ખુશામદ અને મોટાઈ તેને બહુ જ પ્રિય હતા, ચંદ્રવદન ઘેર આવ્યો અને વિચારવા લાગ્યો કે લત્તો આબરૂદાર અને સારો છે. વળી સાત આઠ હજાર રૂપિયાનું મકાન લીધું તે પણ બદલાવી ન શકાય. જો ભાડે હોય તો બીજે જઇ શકાય. તેણે પાડોશમાંથી તેની

વાતચીત સાંભળેલ પણ આજ તો પોતાને ઘેર જ નજરે જોવાને। પ્રસંગ આવ્યો. ચંચળબાઇ તેને ખરેખર દુશ્મન જેવી લાગી. પણ ચન્દ્રવદન કોઇથી ગાંજ્યો જાય તેવો નહોતો. તેણે બપોરે કેવળદાસ જમવા આવ્યો ત્યારે પોતાને ત્યાં બોલાવ્યો અને કહ્યુંઃ 'ભાઇશ્રી તમારી પત્ની આજે ન બોલવાનાં શબ્દો કારણ વગર બોલ્યા માટે તમારે તેને કંઇ કહેવું જોઇએ.' ઉત્તર આપતાં કેવળદાસે કહ્યુંઃ 'મારું તેની પાસે કાંઇ ચાલતું નથી. ભાઇસાબ હું શું કરું!' કહી તે ચાલ્યો ગયો. પછી તો રોજનું થયું અને હમણાં તો ચંચળે બસ સુરબાળાનું જ પાનિયું લીધું. સૂર્ય ઉગ્યા વગરનો રહે તો તેનો કજીયો બંધ રહે. ચન્દ્રવદન ત્રાસી ગયો. આખરે કંટાળી શું કરવું? તેનો નિર્ણય કરવા એક પુસ્તક વાંચતો ઝુલામાં બેઠો. એક પુસ્તક વાંચી અધૂરું મૂકી બીજું લીધું. બીજાને પણ મૂકી દીધું. તેના ચહેરા પર કાંઇ તેજનો ચમકારો થયો. તેણે કાંઇ આત્મનિર્ણય બાંધ્યો હોય તેવો આત્મસંતોષ તેના મુખ પર છવાયો.

ઓફિસ ટાઇમ થવાથી શૂટ ચડાવી હાથમાં હેટ ઝુલાવતો એ ગૃહ બહાર નિકળ્યો. તેના કાનમાં સુરબાળાએ કહેલાં શબ્દો ગૂંજતા હતા. 'પાડોશણથી હું ત્રાસી ગઇ છું.' બહાર નીકળતાં જ તેણે ચંચળબાઇને અપ-ટુ-ડેટ કપડામાં સજ્જ થયેલી દીઠી, એટલે મલકાતા મૂખે તેણે ચંચળબાઈ સાથે જ પ્રથમ વાતચીત ચાલુ કરી.

'ઓહો, બાનુ કેની તરફ જવું છે. ચાલો મારી 'કાર'માં આવી જાર. હું મારી ઓફિસે ઊતરી જઇશ અને આપને જવું હશે ત્યાં મારી 'કાર' મૂકી જશે.' હસતા મુખે ચંચળબાઇએ તેનો સ્વીકાર કર્યો અને બંને જણાં મોટરમાં ગોઠવાયા. ચન્દ્રવદનના તેજસ્વી મુખ તરફ જોઇ તે કંઇક ગુમાવી બેઠી હતી. તેના જેવી ખુશામદખોરને ચંદ્રવદન

જેવો યુવાન બોલાવે તે કાંઇ તેના માટે ઓછી વાત ન હતી. મોટરમાં બેસી ફરવાનો શોખ હતો પણ કેવળદાસ જેવા ગધેડાને પાને પડી તેથી એવું સુખ કયાંથી ભોગવાય, તેણે કહ્યું કે, 'મારે 'લક્ષ્મી ટોકીઝમાં 'પ્રભુકા પ્યારા' જોવા પહેલા 'શો'માં જવું છે. ચન્દ્રવદને તેને હાસ્યથી અને મીઠી જીભાનથી વશ કરી લીધી. ઓફિસ આવતાં ચન્દ્રવદન નીચે ઊતર્યો અને ડ્રાઇવરને કહ્યું 'બાનુ કહે ત્યાં ઉતારજે અને શો પૂરો થતાં તેમને ઘેર મૂકી અને પછી અહીં આવજે.' ચંચળબાઇ 'પ્રભ કા પ્યારા' જોવા ગઈ પણ તેમાં તેનું દિલ ચોંટયું નહિ. તેને તો ચન્દ્રવદન પ્યારો લાગ્યો, પછી તો અવારનવાર મોટરનો ઉપયોગ થવા લાગ્યો, અને ચન્દ્રવદનને સારો લાભ થવા લાગ્યો. હવે ચંચળબાઈ કદીપણ સુરબાળા સાથે જઘડતી નથી પણ પ્રેમથી વર્તન ચલાવે છે. તેનો હૃદયપલટો કેમ થયો તે સુરબાળાના મનથી હજુ એક કોયડોજ રહ્યો છે.

ચન્દ્રવદનનો પ્રેમ ચંચળબાઇ જીતી શકી કે ચંચળબાઈનો પ્રેમ ચન્દ્રવદને જીત્યો ? એ પણ એક અણઉકેલ પ્રશ્ન છે. પણ સુરબાળાએ જયારે ચન્દ્રવદનને તે માટે પૂછયું ત્યારે ચન્દ્રવદને કહ્યું 'આપણે તેની સાથે પ્રેમ રાખીએ તો એ શા માટે કલેશ કરે.' બિચારી નિર્દોષ સુરબાળા કાંઇ સમજી નહિ પણ તેને આનંદ થયો કે રોજનો કજીયો ટળ્યો. આડોશી પાડોશી સાથે ચંચળબાઈ હવે કજીયો કરતાં નથી તેથી પાડોશી પણ વિચારી રહ્યા છે કે ચંચળબાઇનો આમ અચાનક હૃદય પલટો શાથી થયો ? પરંતુ તેનું કારણ તેઓ શોધી શકયા નહિ, પણ એક વખત એકાંતમાં બેઠેલ ચન્દ્રવદન બોલી ઊઠયો.

'એ જગતના ફિલ્સુફો મહાત્મા ગાંધીજી અને ભગવાન બુદ્ધદેવ હવે હું તમારે શરણે છું. તમે કહેલું સત્ય 'દુશ્મનને પ્રેમથી જીતો.' એ વિષેનું કથન હવે મેં મારા જીવનમાં ઉતારવું શરૂ કર્યું છે.

## સ્નેહલતા

**એ** જ્યારે હસતી ત્યારે ફૂલડાં ઝરતાં અને તેની જીભની મીઠાશથી એ દરેક પર જાદુ અજમાવી બેઠી હતી. મનમોહન તો તેને એટલો બધો આધીન થઈ ગયો હતો કે તેને પૂછ્યા વગર પાણી પણ નથી પીતો. એવાં એના સદ્ગુણો હતાં કે દરેક તેને માન આપતાં. કુટુંબીઓને કાંઈ પણ કાર્ય કરવું હોય તો એ ઉમરમાં નાની હોવા છતાં પ્રથમ તેને પૂછતાં. ગરીબો માટે એ સાક્ષાત અન્નપૂર્ણાજ હતી. બોલવાની બાબતમાં એ દરેક સાથે મીઠાશ રાખતી અને સાસરિયા કે પિયરિયામાં દરેક સ્થળે તે સ્નેહમૂર્તિ બની હતી. હજુ લગ્ન થયાને એક વર્ષ પણ નહિ વિત્યું હોય ત્યાં સાસરિયામાં દરેક કાર્યનો બોજો તણે માથે ઉઠાવી લીધો હતો. તેના એક નાનકડા દિયરને એ પુત્રવત પ્રેમથી રમાડતી, સાસુને માતા જેટલી મહત્તાથી માન આપતી, શ્વસૂરને પિતા તુલ્ય માની સેવા બજાવતી અને મનમોહનની તો એ હૃદયની રાણી બની ગઇ હતી.

સવારમાં વહેલા ઊઠી નાહીધોઇ દેવપૂજા કરીને દિયરનું માથું ઓળતી, નવા કપડા પહેરાવતી અને પછી થોડો નાસ્તો આપી સ્કૂલે મોકલતી. ત્યારબાદ રસોઈ વગેરે જે કાર્ય કરવાનું હોય તે કરતી. દરેક કાર્ય એટલી ચપળતાથી કરતી કે એ ક્યારે કર્યું તેજ ખબર ન પડતી.

મનમોહન સ્કૂલમાં હેડમાસ્તર હતો, અને તેના પિતાજી વૃદ્ધ હોવાને અંગે પ્રભુભજન કરતાં ને સરકાર તરફથી મળતું પેન્શન ખાતા. પહેલા તેઓ પોસ્ટ માસ્તર હતાં.

મનમોહનના લગ્ન થયા બાદ તેના પિતાજીએ ઘરની દરેક ઉપાધી છોડી દીધી. તેના માતા પણ પ્રભુ ભજનમાંજ જીંદગી ગાળતા અને બની શકતું ગૃહ કામકાજ કરતાં. મનમોહનનો નાનો ભાઈ મધુસુદન ત્રીજી અંગ્રેજી ભણતો હતો અને તે મનમોહનની પત્ની સ્નેહલતાને માન આપી તેની દરેક આજ્ઞા પાળતો. સ્નેહલતાનો પણ તેની ઉપર ભાવ હતો.

પ્રભુએ સ્નેહલતાને સારા દિવસ દેખાડયા. તે ગર્ભવતી બની. આડોશીપાડોશી સગાસંબંધી બધા એ વાત જાણી રાજી થયા.

સમાજનાં રિવાજ મુજબ તેના સીમંતની નાત પણ કરી, મનમોહન જ્ઞાતિવરા વિરૂદ્ધ હતો પરંતુ તેના માતા પિતા પાસે તેનો ઉપાય નહોતો.

સ્નેહલતાને પૂરા માસે એક પ્રસૂતિગૃહમાં મોકલવામાં આવી. પ્રસૂતિગૃહ મનમોહન રહેતો હતો ત્યાંથી દસ ગાઉ દૂર આવેલ શહેરમાં હતું. ત્યાં નવા જમાના પ્રમાણે સુવાવડ થતી.

સ્નેહલતાને મોટર મારફત મનમોહન એ પ્રસૂતિગૃહમાં મૂકી આવ્યો અને ત્યાં નર્સને તેણે એ માટે ભલામણ કરી તથા દરેક વ્યવસ્થા કરી.

મનમોહનની માતાએ સાથે રહેવા કહ્યું પરંતુ તેને આંખે મોતિયો આવતો હોવાથી કંઇ જરૂર નથી એમ કહી મનમોહને સ્નેહલતાને એકલી જ મોકલી, વળી એક બે દિવસે આંટો મારતા રહેશું કહી મન વાળ્યું.

સ્નેહલતાનાં હૃદયમાં પુત્ર જન્મની આશા હતી. પ્રસવ પહેલાં તે ખૂબ જ આનંદી બની કલ્પના રાજ્યમાં વિહાર કરવા લાગી.

'પુત્ર જન્મ થતાં જ તેને તાર કરવામાં આવશે. દોડતી મોટરે તેઓ આવી પહોંચશે અને પછી બાળકનું મુખ દેખી કેવા હરખાશે.' એ વિચારે એ આનંદ ઘેલી બની પરંતુ માણસ ધારે છે શું અને કુદરત કરે છે શું!

સ્નેહલતાને એક મરેલ પુત્ર જન્મ્યો તેથી તેનાં હૃદયને ખૂબ આઘાત થયો. નર્સને કેસ ગંભીર જણાતાં તુરત જ મોટા ડોકટરને બોલાવવામાં આવ્યા. સ્નેહલતાને તપાસી ડોકટરે અભિપ્રાય આપ્યો: 'કદાચ આ બાનુ પાગલ બની જશે' દાક્તરે એક ઈંજકશન આપ્યું તેથી સ્નેહલતા સચેત થઈ પરંતુ તેને મનમોહન આવશે અને મરેલ પુત્ર અવતર્યો જાણી દુઃખી થશે એજ વિચાર મૂંઝવી રહ્યો હતો.

'ડોકટરસાહેબ ૧૪ નંબરની રૂમમાં એક પાગલ હતી એ બાઈને ખુબસુરત પુત્ર જન્મ્યો છે પરંતુ પુત્ર જન્મ થયા બાદ એ માતા મૃત્યુ પામી છે. હવે એ બાળકનું શું કરવું?' એક નર્સે ઉતાવળથી આવી ડોકટરને કહ્યું.

ડોકટર વિચારી રહ્યા. અહીં પુત્ર મૃત્યુ પામ્યો ત્યાં માતા મૃત્યુ પામી. જો તે બાળક આ બાઈને આપવામાં આવે તો એક જીવ બચે.

નર્સના શબ્દો સ્નેહલતાએ પણ સાંભળ્યા હતા. તેને પણ એમ થયું કે 'એ બાળક મને સુપ્રત કરે તો મનમોહ અને કુટુંબીઓ કેટલા રાજી થાય? તેના આશાના દોર ફરી બંધાતા તેણે જોયા. પણ એ દોરની વચ્ચે ગાંઠ પડી જાય તેનું શું? પરંતુ સ્નેહલતા તો દેવી હતી, તેણે એક કાંકરે બે પક્ષી મારવા વિચાર કર્યો. પોતાનો પતિ અને કુટુંબ રાજી થશે એ હેતુથી તેણે આશાનો મધુર પણ કડવો ઘૂંટ ગળતા ડોકટરને કહ્યું. 'સાહેબ, એ બાળક મને સુપ્રત કરો.

જોજો, આ વાત બીજું કોઈ ન જાણે. એ બાળકની હું માતા થાઉં છું, આપ મારા ઘેર પુત્ર જન્મ્યાનો તાર કરી દ્યો.'

ડોકટરની ધારણા વગર બોલ્યે પાર પડી. તેણે નર્સને તુરત કહ્યું 'એ બાળકને અહીં લાવો' તેણે મનમોહન ઉપર પુત્ર જન્મનો તાર કર્યો.

તાર મળતાં જ મનમોહનને ત્યાં સાકર વહેંચાઇ. સ્પેસ્યલ મોટર મારફત મનમોહન આવ્યો અને પુત્ર દર્શન કરી આનંદ પામ્યો.

૩

દિવસને જતાં કાંઇ વાર લાગે છે? આજે એ વાતને વીસ વર્ષનાં વહાણાં વાઇ ગયાં. મનમોહનનાં માતા પિતા પણ દેવલોકમાં પહોંચી ગયાં છે, તેનો નાનો ભાઇ પણ કામ ધંધે વળગી ગયો છે.

સ્નેહલતા–દેવી સ્નેહલતાનાં દુઃખનો પાર નથી. સ્નેહલતા હૃદયમાં મુંઝાય છે. પ્રસૂતિગૃહમાં બીજા બાળકની માતા બનતી વખતે એને કલ્પના પણ નહોતી કે એ બાળક હરામી, શરાબી, જુગારી થશે. મનમોહન અને સ્નેહલતા જેવા સંસ્કારી માતા પિતાનો પુત્ર આટલો ઉચ્છૃખલ કેમ બન્યો તેજ દરેકને મન કોયડો બની રહ્યો છે.

સ્નેહલતાનો પુત્ર વિહારી દરેક બાબતમાં પૂરો બની ગયો હતો. લૂંટ કરવી અને ચોરી કરવી એ તો એને મન રમત હતી. મનમોહનને મળતા પૈસાટકા દારૂના પીઠાવાળાને ત્યાં ખર્ચાતા.

મનમોહન પુત્રથી ત્રાસ પામી ગયો હતો. તેના હૃદયમાં એટલો આઘાત હતો કે ઝેર પી જીવનનો અંત આણવા તૈયાર થયો અને તેનું પણ એક મોટું કારણ હતું.

વિહારીના ઉપર ખૂનનો આરોપ હતો અને આજે જ્યુરી બેસવાની હતી અને જજમેન્ટ મળવવાનું હતું. શું જજમેન્ટ આવશે એ વિચારે તે તરફડિયાં મારતો હતો.

તેણે ધાર્યું હતું તેમજ બન્યું. વિહારીને ફાંસીની સજા ફરમાવાઇ ગઇ અને એ ખબર સાંભળતાંજ તે બેભાન બની ગયો. સ્નેહલતાએ ગુલાબજળ છાંટી તેને સચેત કર્યો અને વીસ વર્ષનો ગુપ્ત ભેદ આજે જણાવી દેવા તે તૈયાર બની.

'નાથ ! અફસોસ ન કરો. આજથી વીસ વર્ષ પહેલાં હું પ્રસુતિગૃહમાં સુવાવડે ગયેલી ત્યારે મને મરેલું બાળક જનમ્યું હતું.

' ત્યારે વિહારી કોણ ? ' ઉન્માદી સૂરે મનમોહન બોલી ઊઠયો.

'બધી હકીકત સાંભળો. હવે કોઈ બાકી નહિ રાખું. રાખી રાખીને આજ વીસ વરસથી એ બીના ગુપ્ત રાખી પણ હવે હદ આવી ગઇ ત્યારે જણાવી દઉં. 'બાળક મરેલું જન્મ્યું એ જાણતાં જ મને ખૂબ આઘાત થયો, પરંતુ તમારી આશા તૂટી જશે એ વિચારે હું પાગલ બની. એજ પ્રસુતિગૃહમાં બીજી એક સ્ત્રીને તંદુરસ્ત બાળક જન્મ્યો પરંતુ તે મૃત્યુ પામી. તમે રાજી થશો, પુત્ર જન્મ સાંભળી સૌ આનંદ પામશે અને મરેલી માતાના નમાયા પુત્રને હું જીવન આપી શકીશ એટલા ખાતર મેં એ બાળક મને આપવા વિનંતી કરી અને તે મુજબ એ મરેલી સ્ત્રીનો બાળક તેજ વિહારી. નાથ આપણે સહન કરવાની પણ હદ કરી.'

મનમોહન ફાટી આંખે એ વાત સાંભળી રહ્યો. તેના હૃદયમાં આત્મસંતોષ થતો હતો કે મારો પુત્ર આવો ન હોય. દયા બતાવા જતાં દુઃખ આવી પડયું તો ભલે, પણ એ દયામાં સ્વાર્થ હતો–મને રાજી કરવાનો. પરતું મનુષ્યો પોતાના કર્મથી પોતનું ભાગ્ય ઘડે છે. વિચારવંત મુખે સ્નેહલતા અને મનમોહન કંઇ વિચારી રહ્યાં.

બહાર છાપાના ફેરિયા બોલી રહ્યા હતા.

' વિહારીને અપાયેલ ફાંસી.'

# વિયોગનું મૂલ્ય

હીલા કુંજાર એ બગીચામાં હોજની વચ્ચે ઊડતા ફુવારા પાસે બે નાનાં બાળકો ખેલતાં હતાં. સંખ્યાબંધ રંગબેરંગી ફૂલડાં અને ફુવારામાંથી ઉડતાં પાણીનાં ફોરાં સાથે મસ્તી કરતાં એ બાળકોને આવતી કાલની ચિંતા નહોતી, કે નહોતું એમને જગતની પાશવતાનું ભાન. એ તો બસ મસ્ત હતાં—એમની સુંદર રમતમાં. પાસે જ કામ કરતો માળી એ તરફ જોઈ બોલી ઉઠતો, 'બાળવય કેવી મધુર છે! શ્રીમંત કે રંકના ભેદ તેને નથી. જાણે સગા માડીજાયા જેમ બેઉ રમે છે.'

'જુઓ બકુલેશભાઈ, આ ફોરામાં જાતજાતના રંગો.' એક બાળક બોલ્યો.

'ટપુ, મને તો આ ફૂલડાં બહુ ગમે છે. કેવાં રૂપાળાં, મજાના, સુગંધી.' બકુલેશે કહ્યું.

બકુલેશ રમેશકાન્તનો એકનો એક લાડઘેલો બાળક હતો. રમેશકાન્તનો એ ભવ્ય બગીચો હતો. તેની મધ્યમાં ભવ્ય બંગલો હતો. બકુલેશની સાથે ખેલતો બાળક કામ કરતા માળીનો નમાયો પુત્ર હતો. ટપુની મા થોડા દિવસ પહેલાં જ મેનીનજાઇટીસના રોગમાં સપડાઈ મૃત્યુ પામી હતી. બિચારો ટપુ તેની માતાના મૃત્યુ પછી બાપની સાથે બગિચામાં આવતો અને બકુલેશ સાથે રમીહસી જીવન પ્રફુલ્લ કરતો.

બકુલેશને ટપુ સાથે એવું સરસ બની ગયું હતું કે તેના વગર એક પળ પણ રહી શકાય નહિ. કદાપિ ટપુ મોડો આવ્યો હોય તો ઉપરાઉપરી પ્રશ્નો પૂછી બકુલેશ માળીને ગભરાવી નાખતો. ટપુને દેખતાં તો તેના હૃદયને પરમ આનંદ થતો. ટપુ આઠ વર્ષનો હતો. બકુલેશ નવ વરસની ઉંમરનો હતો. તેઓ સાથે રમતા, સાથે ભણતા અને દિવસો મોજમાં કાઢતા.

રમેશકાન્ત તો તેની ઓફિસનાં કામથી પરવારતા જ નહિ. એ મૂડીવાદી માનસના શેઠ ગરીબને દેખી અંગારા જેવા લાલ તપી જતા. ઓફિસમાં પણ નોકરો પ્રત્યે સદાય તે કડક રહેતા. બપોરના અગિયાર વાગે બંગલે આવતા. સાંજે ચાર વાગે ફરી પાછા ઓફિસે જતા. રમેશકાન્ત જેવા કડક હતા, તેથી વધુ ઉછ્રૃંખલ તો શેઠાણી રમાગૌરી હતાં. પરંતુ બકુલેશમાં તેનાં માતાપિતાનો કડક સ્વભાવ ઊતર્યો ન હતો, એનો નિર્દોષ હસતો ચહેરો જોનારને આનંદ થાય તેવો, હસતી આંખો ઉજ્જવળ વદન અને ફક્ત ચડ્ડી અને બાંડિયું પહેર્યું હોય તો પણ એટલો સુંદર લાગે કે જાણે પ્રેમથી બચ્ચી ભરવાનું મન થાય. ટપુ તો બિચારો ગરીબ માળીનો પુત્ર; બકુલેશનાં ઊતરેલા કપડાં પહેરે. દુર્બળ શરીરનો પણ સ્વભાવનો મળતાવડો.

બકુલશને રમા કાંઇ પણ ખાવાની ચીજ આપે તો બકુલેશ તેમાંથી થોડી વધારીને ટપુને આપ્યા વગર ન જ રહે.

એક દિવસ બન્ને બાળકો બગીચાના મધ્યે બંગલા પાછળ એક મોટા આસોપાલવનાં ઝાડ નીચે બેઠા બેઠા રમતાં હતાં. બકુલેશે એક સુંદર કેરી લાવી ટપુને આપી. ટપુએ ચારે બાજુ નજર ફેરવીને કાંઇક ક્ષોભ અને કંઇક ઉત્સાહથી એ કેરીનાં વડછકાં ભરવા શરૂ કર્યા. એ દૃશ્ય રમાગૌરીએ ઉપરથી જોયું, અને રમેશકાન્ત હાજર હતા તેને બોલાવી ગુપ્તપણે બતાવ્યું! રમેશનો ક્રોધ તો જ્યારે કહો ત્યારે

તૈયાર જ હોય. તેણે કહ્યું, 'એ સુવર છે કોણ?' રમાગૌરી પણ ડરી ગઇ એવી આંખો ફાડી રમેશે પૂછ્યું.

'ઉકા માળીનો ટપુ.' રમા ગભરાતાં ગભરાતાં એટલું જ બોલી શકી. શેઠ ગુસ્સામાં દિવાનખાનામાં આવ્યા અને ટેબલ પરની કોલબેલ જોરથી દાબી.

'જી શેઠ.' કહેતો એક માણસ દાખલ થયો અને હુકમની રાહ જોતો ઊભો.

'ઉકાને બોલાવ અને બકુલેશને તેડી લાવ,' શેઠે ક્રોધભર્યા સૂરે કહ્યું. એ શબ્દોથી આખો બંગલો કંપી ઊઠયો. સલામ ભરી માણસ વિદાય થયો અને થોડી વારમાં જ ઉકાને અને બકુલેશને તેડી હાજર થયો. રમાગૌરી પાસે બકુલેશ ચાલ્યો ગયો. શેઠ તો ક્રોધમાં જ બરાડી ઉઠયા, કેમ, તારા દીકરાને બંગલામાં તેડી લાવે છે?'

'શેઠ સાહેબ, થોડા વખત પહેલાં તેની મા મરી ગઈ. એટલે બાળક ઘેર એકલો કોની સાથે દિવસ ગુજારે? એટલે અહીં આવે છે અને બકુલેશભાઈ સાથે રમે છે.' ઉકાએ કંપતા કંપતા કહ્યું.

'મારા બકુલેશને તારા જેવો મુફલીસ ભીખારી નથી બનાવવો. કાલે લાવીશ તો નોકરીમાંથી રજા આપીશ.' શેઠે કહ્યું.

માળી નીચે મુખે કંઇ પણ જવાબ આપ્યા વગર રંક અને શ્રીમંતના ભેદભાવની કલ્પનાને વિચારે વિહરતો ચાલ્યો ગયો. તેની સન્મુખ મૃત પત્નીનું કરૂણ મુખ ઉપસ્થિત થયું અને બીજી જ ક્ષણે 'મારા ટપુને સાચવજો.' કહેતા તેના કરૂણ શબ્દોનો કાનમાં પડઘો પડયો. બંગલાનાં પગથિયાં ઊતરતાં તેના નયનોમાંથી આંસુ સરી પડયા અને અપવિત્ર પગથિયાને પવિત્ર કર્યાં. સામેજ ટપુ નિરાશ અને પડી ગએલા મુખે ઊભો હતો. તેના હૈયામાં બીક હતી

કે રખે બાપુ મારશે, તો પણ ઉકાની આંખમાં જ્યારે તેણે આંસુ ભાળ્યાં ત્યારે તો એ અબોલ બાળક પણ રડી પડયો.

× × ×

બીજે દિવસે પ્રભાતના કૂકડા બોલ્યા ત્યારે ઉકો બગીચામાં જવા તૈયાર થયો. પણ મણિ વગરના નાગ જેવી તેનાં પગમાં ઢીલાશ હતી, તેના મુખે ક્ષોભ હતો. હૃદયની વેદના એને સતાવી રહી હતી, આંખો લાલચોળ બની ગઇ હતી. આખી રાત્રિ તો મૃત પત્ની અને તેનાં કરૂણ સંસાર ચિત્રોના જ વિચારમાં વ્યતીત કરી હતી.

'બાપુ, હું આવું છું.' ટપુએ તેના ધ્યાનરત શરીરને ઢંઢોળ્યું.

શું જવાબ દેવો ? એ વૃદ્ધ ઉકાને ન સૂજ્યું. તેના હૃદયના ઘા પરના બંધ તૂટી ગયા. આવેલી રૂઝનો જખમ એકાએક ઊઘડયો અને જવાબમાં એ પોક મૂકી રડી પડયો. બિચારો ટપુ કંઈ ન સમજ્યો. ઉકાને થયું કે નોકરી છોડી દઉં. પરંતુ બીજી જ ક્ષણે તેની સામે ડાકણીરૂપી બેકારીના ડોળા ચળકવા લાગ્યા શું કરવું ? કયાં જવું ? એ પ્રશ્ને તેનું હૃદય મુંઝાયું.

એ ફક્ત એટલું જ બોલ્યો, 'બેટા, અહીં રમજે. હું પાછો બપોરે વહેલો આવીશ. તારા માટે મજાની કેરી લેતો આવીશ.'

કેરી શબ્દ સાંભળી બાળકને ચીડ ચડી. તેના બાળ હૃદયે માન્યું કે કેરા જ આ બધા દુઃખનું મૂળ છે ?

ઉકો ભાંગતા પગે અને દુભાતા હૃદયે બગીચે આવ્યો પણ એના ચિત્તની શાંતિ ઊડી ગઈ હતી.

એ જેવો બગીચામાં દાખલ થયો કે તરત બકુલેશે પૂછયું, 'ટપુભાઇ કયાં છે ?' એ પ્રશ્નમાં કોઇ અજબ સનાતન પ્રેમનું તત્વ હતું.

પ્રત્યુત્તરમાં ઉકો રડી પડયો. બાળક બકુલેશ ન સમજ્યો. તેણે ફરી તેની મીઠી જબાનથી પૂછયું. 'ટપુભાઇ કેમ નથી આવ્યા ?'

ઉફ્ફા ધીમા રડતા સૂરે બોલ્યો, 'ભાઈ, ટપુ હવે નહિ આવે. બાપુજીએ આવવા માટે ના કહી છે.'

બકુલેશ એ સાંભળતાં કંપી ઊઠયો. તેના કુમળાં હૃદય પર આઘાત થયો. તેનું જીગર ઝંખી રહ્યું—ટપુભાઇ ટપુભાઇ. એ સીધો જ બંગલામાં આવ્યો અને એક સોફા પર પડયો. જાણે કોઇ સંસારથી કંટાળી બનેલા વિરાગી સમો. તેની નજરમાં ટપુની મૂર્તિ વણાઇ ગઇ.

રમાગૌરીએ બકુલેશને સોફા પર સૂતેલો જોયો અને માતૃ હૃદય જીજ્ઞાસા વૃત્તિએ ઉશ્કેરાઇને ત્યાં દોડી આવ્યું. બાળકની છાતી પર હાથ મૂકયો. હૃદયના ધબાકારા ખૂબ જ વધી પડયા હતા. તેનાં નયનોમાં નિર્દોષતા ભરી હતી. તેના શ્વાસોશ્વાસ ઝંખતા હતા, 'ટપુ ટપુ.'

'કેમ, બેટા, આજે રમવા નથી જવું ? કેમ સુતો છે ? માથું દુ:ખે છે ?' રમાગૌરી વાત્સલ્ય ભાવે બોલી.

એના બોલની મીઠાશે બકુલેશના હૃદય પર કંઇ અસર ન કરી. એ તો ઝંખતો હતો બસ એક ટપુ. એના જીવનનો સાચો આરામ હતો એક ટપુ.

અગિયાર થતાં રમેશકાન્ત બંગલે આવ્યા. દિવાનખાનામાં સોફા પર સુતેલા બકુલેશ અને તેના શરીરે હાથ ફેરવતી રમાને ભાળી તેઓ ત્યા દોડી આવ્યા; 'કેમ બકુલેશ સૂતો છે ! શેઠે પૂછયું.

'કંઈ જ બોલતો નથી. માથુ ધગધગે છે,' રમાગૌરી બોલી અને તેનાં નયનમાંથી બે અશ્રુસરી પડયાં. એ અશ્રુમાં રમેશની કડકાઇ થોડીઘણી ચાલી ગઈ.

શેઠે કંપતા હાથે કોલબેલ વગાડી.

'જી શેઠ' કહેતો માણસ આવ્યો.

તેના સામે પણ જોયા વગર શેઠે કહ્યું, 'જા. મોટર નીચે ઊભી છે. કહે કે મિ. મહેતા ડૉક્ટરને તેડી લાવે.'

માણસ ઝડપથી પગથિયાં ઉતરી નીચે ગયો. અને ડ્રાઈવરને શેઠનો હુકમ કહી મંભળાવ્યો.

'શેઠ સાહેબ, જમવાનું પીરસ્યું છે. પધારોને.' રસોયા ભટે આવી ટહૂકો કર્યો. છતાં જવાબ નહિ મળતાં એક વાર, બે વાર, ત્રણ વાર એમ ઉપરાછાપરી ભટે કહેવાનું ચાલુ રાખ્યું.

શેઠ ગુસ્સે થઇ બરાડયા, 'સાલા ગધેડા, જા હવે સાંભળ્યું. ભટ તો શેઠનો ભયાનક ચહેરો જોઇને ચાલ્યો જ ગયો.

ડૉક્ટર મહેતા આવ્યા. શરીર તપાસ્યું. આઇસ બેગ રાખવાનું કહ્યું. ખાસ કંઇ ચિંતા જેવું નથી. બપોરે પાછા પોતે આવી જશે વિગેરે કહી ડૉક્ટર વિદાય થયા.

× × ×

બકુલેશની માંદગીનો આજે સાતમો દિવસ હતો. સરજન પર સરજન ધૂમ મચાવતાં. છતાંય બકુલેશને આરામ થતો ન હતો. અને આજે તો 'સનેપાતનો ચાળો છે.' એમ એક સરજને અભિપ્રાય આપ્યો.

બકુલેશના બિછાનાની બંને બાજુ પર એક તરફ શેઠ અને બીજી બાજુ પર રમા બેઠાં હતાં. ડૉક્ટર સામે બેઠા હતા. બકુલેશે ધીમેથી આંખ ઉઘાડી, 'આહાહાહા, જો જો ટપુ, કેવાં રંગો ? આ ગુલાબ ચંપો, મોગરો ! કેવી મીઠી સુગંધ ! મને એ બહુ ગ...મે...છે. લે...લે...ટ...પુ, આ મઝાની હાફુસ......ટપુભાઇ, ટપુભાઇ, જો તો, આ ફુવારાની ધારામાં પણ ફૂલડાં જેવા રંગો...ટપુ...ટપુ...' અને તેના નેત્રો નીચે ઢળી ગયાં.

'ટપુભાઇ કોણ ?' ડૉકટરે પ્રશ્ન કર્યો.

શેઠે એ પ્રશ્નનો પડઘો પાડયો.

શેઠાણીએ કહ્યું, 'માળી ઉકાનો દીકરો.'

તુરત એને બોલાવો તોજ આરામ થાય." ડૉકટરે કહ્યું.

શેઠે કોલબેલ વગાડવા અને માણસ આવે તેની રાહ જોવા ન થોભ્યા, એ પોતે જ સીદ્ધા બગીચામાં કામ કરતા ઉકા માળી પાસે ગાભરા બની દોડી આવ્યા, 'ઉકા, ટપુ કયાં ?' તેણે સીધો જ પ્રશ્ન પૂછયો.

ઉકાના મુખ ઉપર તો એ દિવસથી કાલિમા પથરાઇ ગઇ હતી. પણ ગરીબને શું દુઃખ હોય તે પૂછવાની પણ કોને પરવા હોય છે.

ઉકાએ કહ્યું, 'કેમ શેઠ, ટપુને યાદ કર્યો ?'

'હવે બોલ, જલદી કહે. કયાં છે ? તેડી લાવ. તુરત તેડી લાવ.' શેઠે કહ્યું. એની વાણીમાં આજીજી હતી.

ચીરાતાં હ્રદયે ઉકો બોલ્યો, 'શેઠ સાહેબ, એ તો ગયો છેઃ જ્યાં અમીર ગરીબના ભેદભાવ નથી, જ્યાં ઇર્ષા નથી, જ્યાં શ્રીમંતાઇનો દંભ નથી, જ્યાં પ્રપંચ નથી, એવા પુનિત ધામમાં. હવે એ કયાંથી આવે શેઠ ! આપે તેને આવવાની બંધી કરી, બીજે દિવસથી એ માંદો પડયો, અને ચાર દિવસની માંદગીમાં પૂરી દવા વગર, પૂરા ખોરાક વગર, પુરી ચાકરી વગર, આ બેકદર દુનિયા અને ગરીબ બાપને મુકી ચાલ્યો ગયો છે.' ઉકાના દિલમાંથી એક ડુસકું સરી પડયું.

શેઠને એ મૃત્યુ સાંભળી આઘાત થયો. તેનું કારણ કાંઇ ટપુ પ્રત્યેની હમદર્દી ન હતી પણ પોતાના પુત્રની જીવનદોરી ટપુ હતો, એ હવે એ સમજ્યો હતો. ને એજ કારણે એનું હ્રદય ધવાયું હતું.

લથડતે પગે તે બંગલા પર આવ્યો. તેના મુખ પરનું નૂર ઊડી ગયું હતું. ઊત્સુક હૈયે રમાગૌરીએ પૂછ્યું, 'કેમ ટપુ, આવે છે?'

પ્રત્યુત્તરમાં શેઠ પ્રથમ વારજ રડી પડયા. અશ્રુનો એક સામટો પ્રવાહ ચાલ્યો.

'ટ...પુ...ટ....પુ, બસ કેમ નહિ આવે? હેં ઉકાકાકા, કેમ નહિ આવે! કોણે ના કહી છે? ટપુભાઇ ટપુભાઇ...ઓહ આવું છું. ત્યાં આવું છું હો ભાઇ! ટપુભાઇ, આવું છું.' બકુલેશનો બકવાટ ચાલુ જ હતો. એ નવ વર્ષના નિર્દોષ બાળકે બધાને રડાવ્યા.

રમાગૌરી તો ધ્રુસકે ધ્રુસકે રડી પડયાં. પોતાના પ્યારા બકુલેશની માંદગીમાં એ પાગલ બની ગઇ હતી. શેઠને તો વિયોગનું મૂલ્ય આટલું કપરૂં હશે તેની કલ્પના જ ભયંકર લાગતી હતી. ડોકટરે કહ્યું, 'રોગની ભયંકરતા વધતી જાય છે.'

'ટપુભાઇ...આ...વું છું. બા...બા...બા...' કહેતા બકુલેશના આત્માએ વિદાય લીધી. ઇન્દ્ર ભુવન સમા એ ઓરડામાં ઘડીભર સ્મશાન સમી શાન્તિ પ્રસરી. પણ બીજીજ ક્ષણે રૂદનનો ભયંકર નાદ બંગલાને કંપાવી રહ્યો.

બકુલેશનો આત્મા ઊડી ગયો હતો; ટપુને મળવા, એ પવિત્ર ભૂમિના બગીચામાં રમવા: જ્યાં કોઈ જાતના ભેદભાવ નથી રમેશ અને રમા હવે સમજ્યાં હતાં. સાચા વિયોગના મૂલ્યને સમજી તેમણે પોતાના બંગલાને બાળકોની રમત માટેનું રમણાંગણ બનાવ્યો હતો. ઓફિસ વગેરે વેપાર બંધ કરી પતિ પત્નીએ બાલકોની સેવા એજ પ્રભુ સેવા માની બાળમંદિરની શરૂઆત કરી એ દંપતી પાપનો પાશ્ચાતાપ કરી રહ્યાં હતાં. ઉકો બિચારો તેનો મદદગાર બન્યો હતો. બાળકો એટલે પ્રભુનાં સાકાર સ્વરૂપો માની એ દંપતી તેમને પુજવા લાગ્યા.

# અંધારી દુનિયા

**ચાર** ચાર અઠવાડિયાથી 'દેવદાસ' ફીલ્મ મુંબઇનું આકર્ષણ બની રહી હતી. છેલ્લા 'શા' માં હું ગયો હતો અને મોડી રાત્રે ઘર તરફ નળબજાર ઉપરથી આવી રહ્યો હતો. વચ્ચે આવતી એક ગલીના નાકા પર હું વળ્યો. મારી પાછળ એક ઓરત ચાલી આવતી હતી. મેં પાછળ જોયું: ચન્દ્રના આછા પ્રકાશમાં તેની સફેદ સાડી ઊડી રહી હતી. 'ચીટ ચીટ' એવો તેણે ધ્વનિ કર્યો અને હું થથરાતાં ઊભો રહ્યો. તેણી ચપળતાથી મારી નજદીક આવી આંખો નચાવતાં બોલી, 'સાહેબ, મારી પાછળ આવોને......' અને તે ધીમે ડગલે પસાર થઇ. કાંઇક ક્ષોભ, અને જીજ્ઞાસાથી હું તેની પાછળ યંત્રવત્ ઘસડાયો.

બાળાની ઉમર યુવાન હતી. ૨૦ થી ૨૨ વર્ષની એ સૌન્દર્યવતી યુવતી હતી પરંતુ તેના મુખ પર ઊંડી ઉદાસીનતા નજરે જોનારને તુરત જણાઇ આવતી અને તેના એ ઉદાસીનતાભર્યા મુખથી તેણી વધુ આકર્ષક લાગતી હતી. હું ગુપચુપ તેની પાછળ પાછળ ચાલ્યો.

તે એક અંધારી ગલીમાં દાખલ થઇ. તે લત્તો કંગાલ હતો. તેમાં રહેનારાં પણ કંગાલ હતાં: એ બધી વિચારણા દબાવી હું તો તેની પાછળ પાછળ ચાલ્યો. ઘણીવાર લોકો ફસાવી લૂંટ કરે છે તેવું તો આ નહિ હોય ને? એમ હૃદયમાં શંકા થઈ પણ બીજી પળે જ એ શંકા બરફની જેમ પીગળી ગઈ કારણકે મારી પાસે સીલકમાં દસ રૂપિયાથી વધુ નહોતું.

એ એક જર્જરિત મકાન પાસે અટકી અને પહેલા માળનો દાદર ચડવા લાગી: હું પણ એ દાદર ચડી ઉપર ગયો. કોઇ અંધારી દુનિયામાં હું આવ્યો હોઉં તેવું મને લાગ્યું, તે ઉપર એક ઓરડો ખોલી દાખલ થઈ, ઓરડામાં ઝીણો ટેબલલેમ્પ સળગતો હતો અને એક બાજુ એક ચાર પાંચ વર્ષનો બાળક સૂતો હતો તથા દોઢ વર્ષની બાલિકા ઘોડિયામાં ઘસઘસાટ ઉંઘી રહી હતી. બાળક માંદુ હતું.

ઓરડાની રિયાસતનું શું પૂછવું! એક તરફની ખાળ ઉપર બે માટલાં હતાં. વળગરણી ઉપર થોડા કપડાં ઝૂલતાં હતાં. એક ખૂણામાં રસોઈ કરવાની સગડી અને થોડાં વાસણ તથા પરચુરણ ચીજો રાખવા માટેના ડબાડુબલી હતાં. એક બાજુ ખાટલા પર સ્વચ્છ બિછાનું પાથર્યું હતું, ઓરડીની દરિદ્રતા અને કંગાલિયત જોઇ મને ત્રાસ થયો.

હું હૃદયમાં કોઈ અકથ્ય મૂંઝવણ અનુભવાતો એ નિહાળી રહ્યો: તેણી શરમાતી હોય તેવો અભિનય કરતાં બોલી, 'સાહેબ, બિરાજો ને! અમારા ગરીબનાં કંગાલ ઝૂંપડાંમાં બીજું શું હોય?' હું કાંઇ પણ નહિ બોલતાં બીછાના પર બેઠો: તેણી મારી સામે નાની પાથરેલ શેતરંજી પર બેઠી. મારા જીવનમાં આવો પ્રસંગ પહેલવહેલો હતો.

તે બોલી, 'કેમ બહુ જ શરમાવ છો? છેલ્લા છ માસથી હું આવા અનુભવ લઉં છું. કમનસીબે જોર કર્યું ત્યારથી મારી આ દશા છે. સાહેબ, હું ઢોંગ નથી કરતી પણ સત્ય કહું છું.' કહેતી એ બાળા રડી પડી. હું તો શાંત બેઠો રહ્યો. આંસુ લૂછતાં વળી તેણે આગળ ચલાવ્યું: 'આપને નીરખી મારા હૃદયમાં શાંતિ થાય છે પછી ગમે તે કારણ હોય.'

તેના શબ્દો સાંભળી હું બોલ્યો,
તમારી જીવન હાલત આવી કેમ બની એ જણાવી શકો ખરાં?'

'જરૂર, પણ એમાં અશ્રુ અને આહ સિવાય બીજું કાંઇ છે નહિ.'

'કાંઇ હરકત નહિ. મને ય થોડો એ અશ્રુ અને આહમાં ભાગીદાર થવા દ્યો.' મેં જીજ્ઞાસાથી કહ્યું.

આ સાંભળી તેણી બોલીઃ 'મારી જીવન કિતાબ મેં કોઇ પાસે ખોલી નથી. મને આવો પ્રશ્ન પૂછનાર પણ આપ પહેલા મળ્યા. મારા જીવનની આવી કરૂણ દશા આવશે એવી મને પહેલા સ્વપ્નામાં પણ કલ્પના નહોતી. જ્યારે તમે તે જાણવા માગો છો, ત્યારે સાહેબ હું આપને જરૂર જણાવીશ.' કહી તેણે નિશ્વાસ નાખ્યો અને તે બોલી, 'ઘણા આવી ગયા પણ એ તો આવતાં વેંત રસમસ્તી ખેલે, મારા દેહના ભૂખ્યા વરૂ બની થોડો સમય મને ચૂંથી ચાલ્યા જાય અને પાછા ભાગ્યે જ દેખાય મારો નિભાવ હું આમ ચલાવું છું.'

'તમારા પતિ મૃત્યુ પામ્યા છે?' મેં પૂછયું. તેનો પ્રત્યુત્તર આપતાં તેણી બોલી, 'સાહેબ આપ શરૂઆતથી સાંભળો. આપને સાંભળતાં અણગમો તો નહિ થાય ને? હું એક ખાનદાન કુટુંબમાં જન્મ પામી ખૂબ જ મોજમજાહમાં ઉછરી; મારો વિવાહ મારી જ્ઞાતિના એક યુવાન સાથે કરવામાં આવ્યો. મારા પતિ શ્રીકાન્ત સાથે મારો ગૃહસંસાર ભાગ્યે જ બે વર્ષ ચાલ્યો, પરંતુ મારા કમભાગ્યે કહો કે કુદરતનો કોપ કહો, તેને ક્ષયનું દર્દ લાગું પડયું અને તે ક્ષિણ થવા લાગ્યા અને...એ...દિવસ આવી પહોંચ્યો પછી તો મને 'સાપનો ભારો' કહી લોકો સંબોધવા લાગ્યા. ત્યારે મારી ઉમર સોળ વર્ષની હતી. ત્યારથી હું દુઃખમય જીવન ગુજારવા લાગીઃ એ દુઃખ હજી જાણે કેમ ઓછું નહોય તેમ મને કુટુંબીઓ પડદા પાછળ ડરાવા લાગ્યા એક

કમભાગી દિવસે હું મારા જેઠથી પતિત થઇ. સાહેબ યૌવનની ભુખ દરેકને લાગે છે; હું ત્યાગી નહોતી; થોડો સમય અમારો ગુપ્ત વહેવાર ચાલુ રહ્યો અને પછી મને ગર્ભ રહ્યો હોય તેવા ચિહ્નો જણાવા લાગ્યાં, ને રાંડ, અભાગણી, હડકાઇ વગેરે મેણાના માર મારી માથે વરસવા શરૂ થયા. મારા જેઠ તો ગુપચુપ નાસી ગયા. મારાં સાસરિયા મને નિર્લજ-હરામી વિગેરે કહી સંબોધવા લાગ્યા અને છેવટ મને ઘર છોડી ચાલ્યા જવા અગર આપઘાત કરવાનું ફરમાન થયું. મારા જીવને કાઢી નાખવા જેટલી હૃદયશક્તિ મેં નહોતી કેળવી : હું ચાલી નીકળી અને મ્હારા પિતા આશ્રય આપશે એ આશાએ હુ મારા પિતાના ગૃહે આવવા નીકળી. મારા સાસરાના ગામથી પાંચ છ ગાઉ દૂર મારું પિયર હતું ત્યાં ચાલીને જ ગઈ પણ મને ભાળતાં કાળને દેખી માણસ કંપે તેમ મારા પિતા ધ્રૂજી ઊઠયા અને મોઢું પણ ન બતાવીશ તેમ કહ્યું. ખરેખર સાહેબ, ત્યારે હું હિંમત હારી ગઈ. મારી આશા પડી ભાંગી, એ વખતે મારી આંખે અંધારા આવ્યા, દુનિયા મને ડોલતી લાગી. જ્યાં કિસ્મત લઈ જાય ત્યાં ચાલી નીકળવું એવો દ્દઢ નિશ્ચય કરી હું સ્ટેશન પર આવી. મારા સદ્દભાગ્યે કહો કે મારા દુર્ભાગ્યે કહો ત્યાં એક શ્રીમંત મારી તરફ શિકારી નજરે નિહાળી રહ્યો હતો એ મેં જોયું અને તેને પાસે બોલાવી મેં કહ્યું. "શેઠજી, હું અનાથ છું. આ જગનમાં મારું કોઇ નથી' અને મારા પાપની કહાણી ટૂંકમાં તેને જણાવી. તેણે મને આશ્વાસન આપ્યું અને પોતાને ઘેર કામકાજ કરવા માટે નોકરી આપીશ અને જીવન નિર્વાહ ચાલે એ પ્રમાણે બંદોબસ્ત કરી આપીશ તેવું તેણે વચન આપ્યું.

હું તેની સાથે અલબેલી ગણાતી ·મુંબઇ નગરી તરફ આવવા રવાના થઇ. થોડો વખત તે શેઠને ત્યાં કામ કર્યું શેઠને ત્યાં પૈસાની કમી નહોતી. તેઓ એક મિલના માલિક હતા. એ હું જ્યારે મુંબઇ

આવી ત્યારે ખબર પડી. ત્રણ ચાર માસ એમજ પસાર થયા. તેમના ઘેર તેની પત્ની, બે બાળકો અને એક બહેન એટલા માણસો હતાં, તેના માતા પિતા તથા અન્ય કુટુંબ દેશમાં એટલે કે કાઠિયાવાડમાં રહેતા હતાં. ઘરમાં દરેકને હું પ્રિય થઇ પડી. એમાં ય શેઠાણી તો મને સગી બેન જેટલું માન આપે અને મને પૂરા માસ થતાં પ્રસૂતિગૃહે મોકલવામાં આવી અને ત્યાં મેં પુત્રને જન્મ આપ્યો. મારું આશાભર્યું કુસુમ કહો કે પાપનું ફળ કહો, તેની પર મારી પ્રેમદૃષ્ટિ અતૂટ જડાઈ ગઇ. પણ મેં ગર્ભ પાડી નાખવા માટેની ઘણી ગરમ દવા ખાધેલ હોવાથી બાળક રોગી અને માંદો રહેવા લાગ્યો. ત્યાર બાદ હું શેઠને ત્યાં પુના રહેવા લાગી. તેઓના બંગલામાં મને જુદી ઓરડીની એક સરસ રૂમ વાપરવા આપી હતી. દરેકની 'સરલાબેન, સરલાબેન કહેતા જીભ સુકાતી. પરંતુ સાહેબ, અભાગણીના નસીબમાં ક્યાંઈ સુખ દેખ્યું છે! ત્રણ ચાર વર્ષ પસાર થયાં ત્યાં તો મારા બેહાલ શરૂ થયા, શેઠાણીને પ્રસૂતિ આવવાની હતી. તેઓ દેશમાં ગયા: પાછળ હું એક અને શેઠના બેન રહ્યાં. શેઠના બેન પીસતાલીસ—પચાસ વર્ષના પ્રૌઢ હતાં અને તેઓ તો આખો દિવસ શ્રીજી મહારાજની સેવામાં રહેતાં, કારણ કે તેમણે મરજાદ લીધી હતી. શેઠનો પણ વૈષ્ણવ ધર્મમાં સારો જીવ હતો. પ્રસૂતિ પછી મારું સૌન્દર્ય અજબ ઝળહળી રહ્યું હતું. એક કપરી પળે અને મારા કમનસીબે હું ધારતી હતી તે પ્રસંગ આવ્યો.

બંગલામાં કોઈ નહોતું. જે શેઠ મારા તરફ મમતાભરી ચાહના રાખતા અને મુરબ્બી તરીકે વર્તણૂક રાખતા તેને બદલે મને તેના ઓરડામાં બોલાવી કહ્યું: 'સરલા, આજે મારૂં માથું બહુ જ દુ:ખે છે.' મેં કહ્યુ: 'લાવો દબાવું' કહી હું તેના મસ્તકને દાબવા લાગી, પણ તેના હૃદયની ઝણઝણાટીનો કરંટ મારા હૃદયને લાગ્યો. સાહેબ આપજ વિચાર કરો; ઘી અગ્નિ પાસે

કેટલી ઘડી સલામત રહે? દારૂમાં દેવતા મુકાય ત્યારે સળગતા વાર ન લાગે તે મુજબ મારો અને તેનો કામગ્નિ સળગી ઊઠયો. અમારું પતન થયું અને પછી તો એ પાપલીલા કહો કે પ્રેમલીલા કહો તે હમેશ ચાલવા લાગી.

શેઠાણી આવ્યાં ત્યારે તો હું બીજીવાર ગર્ભવતી બની હતી. શેઠાણીની પાસે અમારી ચાલાકી ન ચાલી શકી. શેઠે કહ્યું. 'સરલા તું ગમે ત્યાં નાસી જા.' હું એ નિષ્ઠુર તરફ જોઈ રહી. હું અબળા અને મારૂં કોણ? જે સ્થિતિમાં તેણે મને આશ્રય આપ્યો તેવી જ સ્થિતિમાં મને પાછો તેણે ધક્કો માર્યો. પ્રેમલીલા વખતે તેણે મને વચનથી કોલ આપેલ કે તને જુદું મકાન લઈ આપીશ, તારા જીવનનિર્વાહ માટે હું યોગ્ય કરીશ, પણ પાછળથી એ પિશાચ તદ્દન નિષ્ઠુર બન્યો. હું મારા નાના બાળકને લઈને ચાલી. મારી પાસે થોડા પૈસા મેં બચાવેલ તેથી હિંમત નહિ હારતાં આ લત્તામાં એક કોટડી ભાડે રાખી. તે પૈસા કેટલા દિવસ ચાલે? ફરી પાછી પટની ચિંતા શરૂ થઈ. પેટનો અગ્નિ બીજા કશાથી બુઝાઈ શકતો નથી. મને ત્રિદોષ લાગુ પડયો એટલે કે એક તરફ પેટની ચિંતા, બીજી તરફ માંદા બાળકની ચિંતા, ત્રીજી તરફ ગર્ભની ચિંતાઃ કહો કયાં જાઉં? છતાં આજુબાજુની સ્ત્રીઓ મિલમાં મજૂરી કરવા જતી હતી તેની સાથે હું મજૂરી કરવા લાગી અને થોડા માસ તેમજ પસાર થયા, બાદ મને એક પુત્રીનો પ્રસવ થયો. ત્યારબાદ પણ હું મિલમાં મજૂરી કરવા લાગી, પણ ત્યાંય મારું નશીબ રૂઠયું. ત્યાંના મારા ઉપરી મુકાદમની આંખ મારા માટે ફરી. એ દારૂડિયાને નિહાળતાં જ મને ભય લાગતો. હું બ્રાહ્મણ જાત. તે મુસલમાન અને તેની સાથે મેં સંબંધ રાખવા ના પાડી. તેથી તે ગુસ્સે થયો અને પછી મને એવા બેકારીના

સમયમાં રજા મળી. ત્યારથી મારી દુર્ગતિની સાચી શરૂઆત થઇ. ત્યારપછી દસ દિવસે પંદર દિવસે આપના જેવા કોઇ આવે....અને મારો નિભાવ ચાલે છે. સાહેબ.' કહેતા યુવતીએ ખૂબ જ થાકી ગઇ હોય તેમ લાંબો નિશ્વાસ મૂકયો. થોડું પાણી પી ફરી તે બોલી, 'સાહેબ, આજે આપને આ હકીકત કહેતાં મારા હૃદયમાં શાન્તિ થઇ. મારા હૃદયની કથની મેં કોઇને કહી નહોતી. હવે તો મારું જીવન આ મારા બાળકો માટે છે. આ બિચારી નાની બાળકીને પણ આજે શિતળા નીકળ્યાં છે. હું તો હવે ખરેખર હિંમત હારી ગઇ છું. સાહેબ, આજે તો હૃદયનો ભાર ઓછો થઇ ગયો. હવે મારું મૃત્યુ આવે તો પણ મને નિરાંત થાય.'

હું તો તેની વાત સાંભળી દિગ્મૂઢ બની ગયો.

તે બોલી 'સાહેબ, શું જોઇ રહ્યા છો? શું વિચાર કરો છો? આપના જેવા શાન્ત માણસ કોઇ મેં જોયા નથી, બીજા તો આવે અને મારા દેહના ભુખ્યા હોય તેમ આંખો ચગચગાવે. જ્યારે આપની આંખમાં કરૂણા દેખી હું અજબ થાઉં છું. શું દુનિયામાં હજીએ પવિત્ર યુવાનો પડયા છે?'

'બહેન દુનિયામાં બધું ય છે સારૂં ય છે ને નરસું ય છે. દુનિયા તો દોરંગી છે.'

'ભાઇ, પીશાચ જેવા યુવાનોથી હું કંપતી છતાં કૃતિમ હાસ્ય વેરી તેમને સત્કારતી ને સત્કારૂં છું. કારણ કે તેના ઉપર મારો જીવનનિર્વાહ છે. બીજે કશે નોકરી મળતી નથી અને મળે છે તો દેહના વેચાણ સાથે: ત્યારે મજૂરીએ કરવી અને દેહ વેચવો એ બે સાથે કરવા કરતાં દેહનું વેચાણ એક જ કેમ ન કરવું? આજે કુલીન ગણાતી ઓરતના કમભાગ્યે આ ધંધો બન્યો ઘડીભર

તો એમ થાય છે કે ચોપાટીના દરિયામાં આશ્રય લઉં, પણ મારા આ બે બાળકોની ચિંતા મને મુંઝવે છે. મારા એ બે પેટ માટે હું અત્યારે મુડદા જેવું જીવન ગુજારી રહી છું. અહો, આજ તો બહુ વાત કરી, રાત પણ વિતી જવા આવી, આપને સાહેબ મેં ખરેખર ઉજાગરો કરાવ્યો. આંખો તો લાલઘૂમ બની છે. અનેકની સ્ત્રીઓ રઝળાવવાનો આ ધંધો હવે તો હું મૂકવા ઇચ્છું છું પણ પેટપુરી શુદ્ધ મજૂરી કયાં મળે છે?' કહી તે અટકી.

સવાર પડવાની તૈયારી હતી. છેવટે મેં કહ્યું, 'તારા જીવન-નિર્વાહ માટે મારાથી બનશે એટલી સહાય કરીશ; હાલ આ દસ રૂપિયાથી એકાદ અઠવાડિયું ખેંચી કાઢ કારણ કે મારે કાલે કંપનીના કામે બહારગામ જવું છે. હું આવ્યા પછી તારી પાસે આવી જરૂર બનતી મદદ કરીશ.' તે મારા સામે જોઇ રહી અને બોલી 'ભાઇ, ફરી આવવા માટે ઘણા કહી ગયા પણ કદી દેખાયા નથી પણ તમે જરૂર આવશો એમ મારૂં હૃદય સાક્ષી પૂરે છે. આપનું ભલું થાય એથી વિશેષ કંગાલ અને પતિત હું બીજું શું કહું?' તે મારા સામે આભારભરી નજરે જોઇ રહી. તેની બાળકીના રડવાનો અવાજ આવ્યો. બાળકી તાવમાં ધીખી રહી હતી અને તેના આખા શરીર પર બળિયા દૃષ્ટિગોચર થતા હતા. તેણી બહુ જ મુંઝાતી હતી તેવું મને લાગ્યું: પણ મારો બીજો કાંઈ એ વખતે ઉપાય નહોતા. આશ્વાસન આપી હું વિદાય થયો. તેના નેત્રમાંથી અશ્રુ નીકળતાં મને દેખાયાં. તેની કરૂણ મૂર્તિ પથ્થર જેવા હૃદયને પણ પિગળાવે તેવી હતી. 'આવજો ભાઇ' એટલું જ એ બોલી શકી અને હું વિદાય થયો.

કંપનીનું કામ કરી અઠવાડિયા બાદ હું આવ્યો અને તે યુવતીને યોગ્ય મદદ આપવા ઉત્સુક બન્યો પરંતુ, તેજ તારીખના સ્થાનિક પેપરમાં નીચેના ખબર મેં વાંચ્યા.

## આપઘાત

આજે સવારે નળબજાર પરથી જતા નાકા પરની ગલ્લીમાં એક યુવતીએ મેડીએથી પડતું મૂકી આપઘાત કર્યો હતોઃ મરતી વખતે તેના હાથમાં ચિઠ્ઠી હતી. તેમાં ફક્ત ત્રણ લીટી જ લખેલ હતી.

'મારો વહાલો પુત્ર અને પુત્રી મૃત્યુ પામ્યા. કફન માટે મારી પાસે પૈસા નહોતા અને ત્રણ દિવસના ઉજાગરા અને શ્રમથી મને તાવ આવતો હતો તેથી કંટાળી મેં આપઘાત કર્યો છે.' એ ત્રણેના શબોનો અગ્નિ સંસ્કાર મ્યુનિસિપાલિટીએ કર્યો છે.

મારી આંખમાંથી અશ્રુ સરી પડયાં, મને તેનાં છેલ્લા શબ્દો યાદ આવ્યા.

'ભાઇ ફરી આવવા માટે ઘણાં કહી ગયા પણ પછી દેખાયા નથી, પણ આપ જરૂર આવશો એમ મારૂં હૃદય કહે છે.'

'ખરેખર હું જાત, જરૂર જાત પણ હવે કોની પાસે જાઉં?'

## ગાંડી

**ઘણાં દિવસપરની વાત છે.**

ગાંડી આવી ગાંડી લે...લે...લે...લીલીપોપો, એલા દોડજો, ગાંડી, ગાંડી,' કહેતા ચાર પાંચ છોકરા એક અર્ધનગ્ન સ્ત્રીને સતાવી રહ્યાં હતાં.

'શાને સતાવો છો બાપુ, મને ઘડીભર તો નિરાંતે જંપવા દ્યો.' નિશ્વાસ નાખતી એ યુવતી બોલી.

હું મારે ઘેર જતો હતો ત્યાં રસ્તામાં ઉપર પ્રમાણે તે સ્ત્રી અને શેરીના છોકરાઓ વચ્ચે બનતી વસ્તુસ્થિતિ જોઈ, છોકરાઓને ત્યાંથી હાંકી કાઢી હું તે સ્ત્રી પાસે ગયો. તે સ્ત્રીની ઉમર ભાગ્યે જ બાવીસ વર્ષની હશે. યુવતી યૌવનવંતી હતી, છતાં તેનાં મુખપર મલિનતા છવાઇ ગયેલ માલૂમ પડતી હતી. તેનું યૌવન લૂંટાઇ ગયું હોય તેવું જોનારને લાગતું, તે નિશ્વાસ નાખતી બેઠી હતી; તેની પાસે એક વર્ષનું બાળક રમતું હતું. તે યુવતિને નહોતું ભાન શરીરનું કે પાસે શું બની રહ્યું છે તેનું. તેના કપડા ગંધાતાં હતાં. વાળની લટ છુટી લટકતી હતી. અંગપર કોઇક જગ્યાએ ઉઝરડા દૃષ્ટિ ગોચર થતાં હતાં, જાણે નિર્ધનતાની એ શાક્ષાત પ્રતિમા કેમ ન હોય ? એ અનાથતાની મૂર્તિ ઘેર ઘેર ભીખ માગતી છતાં શું

તેનું પેટ નહિ ભરાતું હોય ? તેનો વિચાર કરતો હું તેની પાસે જઈ ઊભો રહ્યો.

તે બાઈ આશા ભર્યા હૈયે મારા સામે જોઇ રહી અને બોલી 'એક પૈસો આપોને ! મારો બાળક બે દિવસ થયા દૂધ વગર ટળ-વળે છે. ધાવણ આવતું નથી.'

હું હજુ કાંઇ બોલું તે પહેલાંજ તે બાઇ હી...હી...હી હસવા લાગી અને બોલી, 'કેમ મારી સામે શું તાકી રહ્યા છો ! નિર્લજ્જ ! હી...હી...હી...કરી તે સ્ત્રી ફરી વિકટ હાસ્યે ભયંકર પડઘા પાડી મારા સામું અનિમેષ નેત્રે જોઈ રહી.

સમય સાંજનો હતો અને આસપાસ કોઇ નહોતું મેં કહ્યું 'બેન તમે આમ દિવાના થઈ શાના ફરો છો ? દેખાવ ઉપરથી તો કોઈ આબરૂદારનાં પુત્રી હો તેમ જણાય છે. છતાં આવી યુવાન વયમાં શાને માટે રખડો છો ? શું તમારે ઘર નથી ? સગા નથી ?'

'મારે બધું હતું પણ મારું નસીબ ફુટેલ હતું.' તે બાઇ દિન મુખે બબડી.

'તમે તમારી એ કમનસીબી કહો તો જરૂર તમારું દુઃખ દૂર કરવા હું બનતું કરીશ બહેન' મેં કહ્યું.

'એમ ? જાણે મોટો દયાળુનો અવતાર ! તારા જેવા તો ઘણા મારા ભાઈ થતા આવ્યા અને મારૂં જ યૌવન લૂંટી મને તજી ચાલ્યા ગયા. હાથના હાવભાવ અને મુખનાં અભિનય કરતાં એ સ્ત્રી બોલી,

મેં કહ્યું 'પરંતુ બહેન પાંચે આંગળા સરખા નથી હોતા, હું મારા ખરા જીગરથી કહું છું કે તું મારી ધર્મભગીની છે. તારી દુઃખ કથની મને સંભળાવ તે જાણવાની મને જીજ્ઞાસા થઈ છે' તે યુવતી પાગલ દશા અનુભવતી હતી પરંતુ મારા ઉપરોક્ત શબ્દો સાંભળી કેમ જાણે ડહાપણવાળી ન હોય તેમ બોલી,

'દૂધથી દાઝેલ છાશને પણ ફૂંકી ફૂંકીને પીએ છે, ભાઈ, તારે જાણવાની જીજ્ઞાસા છે તો મારી કરૂણ કથની તને જરૂર કહું છું. મારા દુઃખનો ઉપાય હવે આ જગતમાં નથી રહ્યો કે તું ફેરવી શકે પરંતુ તારૂં હૃદય સાંભળવા ઉત્સુક છે તો હું તને મારી 'રામકાણી' કહું તે સાંભળ તારી છાતી વજ્રની કરજે' કહી તે યુવતી પોતાની વિતક કથા કહેવા લાગી. હું તેની સામેના પથ્થર પર બેઠો.

'હું મારા બાલવયનાં આનંદની વાત નહિ કરું; મારી માતા મને બાલવયમાં મુકી મૃત્યુ પામી હતી. હું ચૌદ વર્ષની થઇ ત્યારે પરણીને મારા સાસરે આવી, મારા સસરા તો હતા જ નહિ. મારો પતિ પંચાવન વર્ષનો ધરડો હતો. મારા પિતાએ મારૂં વેચાણ આઠ હજાર રૂપિયાથી કર્યું હતું. મારા વૃદ્ધ પતિના અંગો શિથિલ થઈ કંપી રહ્યાં હતાં. મુખમાંથી લાળ વહેતી હતી, તેનાં માથામાં ટાલ પડી ગઈ હતી. રોજ નાકમાં નવટાંક તમાકુ સૂંઘતા, દાંતમાં ચોકઠા ચઢાવેલા હોવાથી અને ગાલમાં કરચલી પડેલ હોવાથી મુખ વિકૃત બની ગયું હતું. તેની દાઢી અને ડોક ડગડગ ધ્રૂજી રહી હતી. એ કહેવાતા મારા સ્વામીનાથ છે એવી જ્યારે મેં વાત સાંભળી ત્યારે જ મને આપઘાત કરવા મન થયું હતું.

'હું પરણી. મારા કંથ જોઇ વેદનાથી સળગી ઊઠી. મારા પતિ એક લાખના પુંજીપતિ હતાં. વ્યાજ વટાવ અને ગરીબોનાં ગળાં કાપવાનો તેનો ધંધો હતો.

શેઠ કહેવાતાં. નોકર, ચાકર, મોટર બધી વાતની બાદશાહી હતી.

પુત્રની ભયંકર લાલસાને અંગે મારી સાથે તેણે છઠ્ઠી વાર લગ્ન કર્યું હતું. બે વર્ષ તેમને પસાર થઈ ગયા. હું પણ યુવાનીના ઝોલે ચડી. અને તેવામાં જ મારા તાકાતહિન કંથ માંદગીના બિછાને પટકાયાં.

તેણે વીલ કર્યું. બધી મિલકત જુદા જુદા ફંડમાં આપી, અને

મને માસિક દરમાયો સો રૂપિયા મળે તેમ ઠરાવ્યું. જ્યારે મારી હૈયાતી નહોય ત્યારે મને મળતા દરમાયાની રકમનો ઉપયોગ જ્ઞાતિને આપી તેની મૃત્યુ તિથિને દિન લાડુ ઉડાવવામાં વાપરવી તેવું ઠરાવ્યું. તે માટે બે ટ્રસ્ટી નીમાયા તે અમારી જ જ્ઞાતિનાં હતાં. એમાંનો એક વયોવૃદ્ધ હતો જ્યારે બીજો પાંત્રીસ વર્ષની ઉંમરનો હતો,

વીલ કર્યા પછી બીજે દિવસે જ મારા પતિ પ્રભુનાં દરબારમાં પહોંચી ગયાં. જનતાની નજરે હું ખરેખર ત્યારથી ત્યાગ મૂર્તિ" બની. જો કે મેં સંસાર સુખ કેવું હશે તે સ્વપ્નામાં પણ નહોતું જોયું. હું વિધવા બન્યા પછી સગાં વહાલાં, પાડોશીઓ અને હેતુ મિત્રો મારા તરફ પીળી નજર નાખવા લાગ્યાં. કેમ જાણે હું તે દરેકના ભોગનું રમકડું ન હોઉં? સમાજના આદર્શ ગણાતા વડીલો અને મારા એ કહેવાતાં સગાઓ જ્યારે હું ખૂણામાં હતી ત્યારે મારી સાથે વાતો કરવા આવતાં. હું શાંત રહેતી અને બધું સમજતી. વિધવા! એટલે કેમ જાણે દરેકનું શિકાર ધામ નહોય! દરેક તેની તરફ શિકારી નજર ફેંકી શકાની દૃષ્ટિએ જુએ.

મારો પણ એ વખતનો યુવાનીનો જુસ્સો કેમે કરી શાંત ન રહે તેવો હતો. પણ શું કરૂં! મારા પતિની વર્ષિ પણ વિતી ગઇ, મને દરમાયો મળતો તે પણ છેલ્લા બે માસથી મળતો નહોતો. એ માટે હું મારા નાના ટ્રસ્ટી પાસે ગઇ.

'બહેન આવો. કેમ કંઇ કામકાજ છે! ખુશીથી જણાવો તે બોલ્યો.

'મને છેલ્લા બે માસથી પૈસા મળ્યા નથી, માટે હું તપાસ કરવા આવી છું કે તેનું કારણ શું!' મેં પૂછ્યું.

'તમોને પૈસા નથી મળતા એ અત્યારે જ જાણું છું. પણ કદાચ

મુનીમ નવો છે માટે ભૂલ થઇ હશે, આજ સાંજનાં હું પોતે જ આવીને આપી જઇશ.' તેણે કહ્યું.

તે પોતે જ્યારે માયાળુ મુખે મારે ત્યાં આવવાનું જણાવી મારી તરફ લાગણી બતાવે ત્યારે મારાથી જરૂર આવજો. તેમ કહ્યા વગર કેમ ચાલે ?

'જરૂર પધારજો' કહી હું ઘેર આવી. સાંજ પડતાં મારો ટ્રસ્ટી બણી ઠણીને આવ્યો, તેના કપડામાં ઊંચા પ્રકારનું અત્તર સુવાસ મારતું હતું, મુખમાં પાન ભર્યું હતું:

મેં આવકાર આપ્યો. ટોપી ઉતારી તે બેઠા અને હું સ્ટવ પર ચા બનાવી લાવી. તેની સામે ટીપાઇ પર કપ મૂક્યો. ચા પીધા પછી તેણે મને પૈસા ગણી લેવા કહ્યું, અને દસ દસની વીશ નોટો ટીપાઈ પર મુકી. એ ટીપાઇ પર મુકેલ નોટો લેવા હાથ લંબાવ્યો કે તુરત જ તેણે હાથ થોભી લીધો અને હસવા લાગ્યો.

સર્વત્ર શાન્ત એકાન્ત, હું યૌવન હિલોળે ઝુલતી અબળા અને સ્વપ્નમાં પણ પુરૂષ સ્પર્ષ કર્યો જ ન્હોતો તેનો હાથ લાગતાં જ મારે રુંવાડે રૂંવાડેથી અદ્દભુત ઝણઝણાટી પસાર થઈ ગઇ, અને થોડા સંસર્ગ પછી મારૂં પતન થયું. એ પછી તો અમે દરરોજ આનંદ લહાવો લૂંટતા. યૌવનનો અદસ્ય ચમત્કાર કેવો છે તે ભોગવી એ વખતે હું મસ્તપણે આનંદ લ્હાણુ માણુતી પરંતુ પાછળથી એ લ્હાણુ મોકાણના રૂપમાં ફેરવાઇ જાય છે તે નહોતું જાણ્યું.

૭ માસ અમારો સંબંધ ચાલ્યો હશે તેવામાં હું ગર્ભવતી બની. મેં મારા પ્રેમી ટ્રસ્ટીને એ હકીકત જણાવી ત્યાર પછી એ મારે ત્યાં આવતા એકાએક બધ થયા. એ કેમ નહિ આવતા હોય ? તેવો વિચાર થતાં તેની તપાસ કરવા હું તેને ગૃહે ગઇ. તેને મળવાની ફુરસદ નથી તેમ એણે જણાવ્યું. અને એ બેવફા બન્યો. માણસ

મટી હેવાન બન્યો. તે આવો શયતાન હશે એવી મને પહેલાં કલ્પના પણ નહોતી.

થોડા રોજ પસાર થયા પછી તો મારા એ બેવફા ટ્રસ્ટીએ જનતામાં વાત ઉડાડી અને નાતજાતમાં કહ્યું;-મધુરિકા વ્યભિચાર સેવી ગર્ભવતી બની છે, માટે તેને મળતો દરમાયો બંધ કરવામાં આવે છે અને એ રકમ ન્યાતમાં આપી દઉં છું. તેના વીલમાં જણાવ્યા પ્રમાણે મારે તો કરવાનું. મારા વૃદ્ધ ટ્રસ્ટી હતા એ મરણ પામ્યા હતા હવે મારે તેની ફરિયાદ ક્યાં જઇ કરવી? ન્યાત તો એવા હરામના લાડુની જ રાહ જોઈ બેઠી હતી. સમાજને તો બળેલને બાળવાનો રોગ લાગુ પડયો છે. પહેલા પાપીએ ફસાવી પાછળથી તજી દીધી. એ મારા પાપનો કુંજ તેણે જ ભરી મને સમાજમાં અળખામણી, પાપણી, વ્યભિચારણી બતાવી. કહો ભાઇ જુલ્મની હદ આવી રહી ને?' યુવતિ શ્વાસ ચડી ગયાથી થાક લઇ પાછી બોલી.

'સમાજને હું મારૂં હૈયું ચીરી બતાવું તો પણ એ સાફ સાફ તે વાતનો ઇન્કાર કરવા તૈયાર હતી. છતાં મેં સત્ય હકીકત મારા પાડોશીઓને જણાવી, પાડોશી ઊલટી મારી મશ્કરી કરવા લાગ્યા. 'એનું તો મગજ છટકી ગયું છે. કજાત છે. વેશ્યા છે રાંડ' એવા અનેક સંબંધનો સંબોધવા લાગ્યા.

આવા વેણુ સાંભળીને હું પુરેપુરી મુંઝાણી છતાં હિંમત નહિ હારતાં હું મારા એક સંબંધી વકીલ છે ત્યાં સલાહ લેવા ગઈ.'

વકીલ ઘેર હતા. મને દેખી તે બોલ્યો 'આવો બહેન શું કામ છે? જે હોય તે સુખે જણાવો. જુદાઇ જાણુશો નહિ.' મારી તરફ આંખો નચાવી એ હસતે મુખે બોલ્યો.

મેં કહ્યુ 'તમારી સાથે થોડી જરૂરી ખાનગી વાતચીત કરવી છે.'

અમે અંદરના દિવાનખાનામાં ગયા. મેં મારા રડતા નેત્રે સઘળી સત્ય હકીકત જણાવી.

મારી દયા ખાતા એ બોલ્યો 'એમાં મુંઝાવ છો શું ? તમારો પૈસાવાળો ટ્રસ્ટી છે. માટે તેને કોર્ટમાં પૈસા વગર જીતી શકાય તેમ નથી. તમારી પાસે થોડાંઘણાં નાણાં છે ? તો તેને પહોંચી જશું.'

મને મળતો દરમાયો તો હું દરેક માસે ઉડાવી દેતી ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારી આ સ્થિતિ આવશે ?

પૈસા તો નથી, પણ હવે મને રહેલ ગર્ભનું મારે શું કરવું ?' શરમ છોડીને હું બોલી.

'તેનો નિકાલ કરવાની દવા મ્હારી પાસે છે. હજુ તો બે માસ થયા છે. ચાર પાંચ માસે ગર્ભપાત કરવો પડશે. બીજો ઉપાય નથી. પણ તેમાં તમે મુંઝાશો નહિ '

બ્હારથી સભ્ય ગણાતા વકીલની ચાલબાજી હું ન સમજી શકી. શું હું જ્યાં જઉં ત્યાં એ આદર્શ ગણાતા થાંભલાઓ પોતાની પાશવી વૃત્તિ સંતોષતા હશે ? પ્રભુ હવે એવા ત્રાસથી બચાવે. ઓહ પ્રભુ ! એ ખ્યાલ આવતાં અત્યારે પણ મ્હારી કાયામાં કંપારી છુટે છે. ઉંડે ઉંડે કેમ જાણે અગ્નિ કેમ ન સળગ્યો હોય !

પાંચેક માસ મારો અને વકીલ વચ્ચેનો સંબંધ ચાલ્યો. ત્યાર પછી એકા એક હું માંદગીને બીછાને પટકાઇ.

હવે હું પુરેપુરી મુંઝાણી. માસિક દરમાયો બંધ થયો. રહેલ મીલકત દરદાગીના વેચીને પણ ખાઇ પરવારી હવે જાઉં કયાં ? આપઘાત

કરું ! બીજો વિચાર કાંઇ ન્હોતો સુજતો, તેવામાં મારો એક દૂરનો સંબંધી સગો આવ્યો અને મને કહેવા લાગ્યો.

'કેમ મધુરિકા બ્હેન ? તબીયત બરાબર નથી રહેતી ? મેં તો વાત સાંભળી ત્યારે મ્હારું ખાવું પીવું સુકાઇ ગયું. ટ્રસ્ટીએ દરમાયો બંધ કર્યો. હવે કેમ થશે ? એ વિચાર કરતો તમારી પાસે આવ્યો છું. મને થયું કે બ્હેન પાંચ દિવસ મ્હારે ત્યાં આવે તો સારુ, તબિયત પણ સુધરે.'

એ શબ્દો સાંભળતાં ડુબતાને તરણુ મળે અને ખુશી થાય તેમ હું રાજી થઇ. મ્હારા પિતા મને મદદકર્તા બને એવી તો આશા ન્હોતી. એતો મારા આવેલ આઠ હજારમાંથી સુંદર નવી સ્ત્રી પરણ્યા હતા.

મારા એ દૂરના સગા સાથે જવા હું તૈયાર થઇ. સગો એકલો હતો. તેને વિધવા બેન તથા વૃદ્ધ માતા હતાં. દરેક મારી માંદીની ચાકરી કરવા લાગ્યા. હું પુનઃ નવજીવન પામી. હું મારે ઘેર જવા તૈયાર બની, પણ ડોશીમાનાં અતિ આગ્રહને વશ થઇ ત્યાં રોકાણી. પણ સમાજ મને ક્યાં છોડે તેવો હતો ! સમાજમાં તો વાટે કે ઘાટે બધે મારી જ વાત થતી.

" વંઠી ગઈ. સગાનું ઘર માંડયું. વાણીયા બ્રાહ્મણ જેવી ઉંચી જાતને આ પાલવે કેમ ? રાંડે નાક કપાવ્યું. થઈ ચુકયું. જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ" વિગેરે વચનો વદી લોકો મારી નિંદા કરવા લાગ્યા.

યુવાન ભાઇ અને બહેન પણ જો એકાન્તમાં બેસી હસતા હોય તો સમાજ તેને પણ છોડે નહિ અને શંકાભરી નજરે જુવે તો મારો શું વાંક ! છેવટ સગા ભાઇ જેવા મારા એ સગાનું ઘર

છોડવું પડયું. ઘેર જઉં તો મારા ટ્રસ્ટીએ ઘરને મોટું અલીગઢનું તાળું વળગાડી દીધું હતું.

હું અનાથ બની મારા ગામના અનાથાશ્રમના સંચાલકને એ ખબર પડતાં તેણે મને બોલાવી આશ્રય આપ્યો. મેં આ બાળકને જન્મ આપ્યો. અન્તે હું દિવાની બની છું. સમાજમાં મારું સ્થાન નથી'' એટલું કહેતામાં તેની આંખોમાં અશ્રુ ટપક્યાં.

આજે એ ગાંડી અમારે ત્યાં રહી ડાહી બની છે. પણ જ્યારે તેની વિતક વાર્તા કહે છે ત્યારે હૃદય ધ્રૂજી ઉઠે છે. સમાજની આ મનોદશા કયારે પલટાશે ?

# અનિલા

'બાઈ, તમારા પર બાળહત્યાનું તહોમત મૂકવામાં આવે છે.' અદાલતમાં ન્યાયાસન પર બીરાજતા ન્યાયાધીશે હોલ્ડર હોઠે અડાડના કહ્યું. એક યુવતી દીન મુખે તહોમતદારના પીંજરામાં ઊભી અનીમીષ નેત્રે ન્યાયધીશ તરફ જોઈ રહી.

ઘોર દુઃખ અનુભવી એનું સમસ્ત અંગ કદરૂપ થઇ ગયું હતું. એ યુવતીની વય ભાગ્યે જ વીસ વર્ષની હશે પણ જોનારને પ્રૌઢા જણાતીઃ તેના ગાલમાં કરચલીઓ દેખાતી હતી, માથાનાં વાળ તેલવીહોણા હોવાથી તેની લટો જોગી જેમ મુખ પર નાચતી હતી. તેથી તેનું મુખ વિકૃત બની રહ્યું હતું તેનું રક્ત ચુસાઇ ગયું હતું—જાણે હાડ-પીંજરનું ખોખું કેમ ન હોય? તેની આંખો ઊંડી ઊતરી ગઇ હતી. તેના ફાટલતૂટલ કપડા સંકોરીને પણ પોતાની કાયા ઢાંકવાનો મીથ્યા પ્રયાસ કરતી હતી. મલિન મુખ પર પણ કુલીનતા જોનારને તાદ્રષ્ય થતી, એક પણ શબ્દ નહિ બોલતા એ જોઈ રહી.

પુનઃ ન્યાયાધીશ બોલ્યા. 'કેમ તે સંબંધે તમારે કાંઇ કહેવું છે!'

'મારી દરેક હકીકત કોર્ટ લક્ષપૂર્વક સાંભળશે તો મને એક પ્રકારની શાંતિ થશે.' તે બાળા ગભરાતાં દીનમુખે બોલી. તેની

સમસ્ત કાયાએ ધ્રૂજારી અનુભવી. તેનો ઉચ્ચાર એક સુશીક્ષિત યુવતી જેવો હતો.

ન્યાયાધીશ બોલ્યા, 'ખુશીથી તમારે, દલીલમાં જે કહેવું હોય તે કહો. કોર્ટ એ લક્ષપૂર્વક સાંભળશે-તમારા બચાવ માટે તમે જે કહેશો તે સત્ય હશે તો તમને લાભ થશે.'

પ્રોસીક્યુટર પણ ચુપ રહ્યા.

યુવતીએ ધીરે સ્વરે પોતાની કરૂણ દલીલ શરૂ કરી :

'મને સમાજના આદર્શ ગણાતા ધર્મમૂર્તિ પ્રણેતાએ હેરાન કરી છે. તેના રસિક પ્રલોભને ભોળવી તેની સોનેરી જાળમાં ફસાવી તજી દીધી અને એ કરૂણ કથની તમોને નામ સિવાય સવીસ્તર કહું છું. પછી સાહેબ, આપને જે સજા ફરમાવવી હોય તો ફરમાવી દેજો.

'હું માતાના સુખથી તો બાળપણથી જ વંચીત હતી; મારી ઉમર ભાગ્યેજ ૧૩ વર્ષની હશે ત્યાં મારા પિતાએ મારા લગ્ન એક અમારી જ જ્ઞાતિના બુડથલ બુઢા સાથે કરી દીધાં. પણ લોકો મને જોઇ નવાઈ પામતાં. પાણી કૂવેથી ભરી હું ઘરે આવતી ત્યારે મારૂં યૌવન જોવા ગામના જુવાનો એકઠા મળતાં; પણ—

'એક વર્ષ પણ મારો સંસાર નહિ ચાલ્યો હોય ત્યાં હું વિધવા બની-જો કે હું વિધવા જેવું જીવન તો જીવતી જ હતી: કારણ મારા પતિ તદન વૃદ્ધ હતા, પરંતુ પોતાને પુત્ર થશે એ આશાએ તેણે મારી સાથે પાંચમી વાર લગ્ન કર્યાં. કોઇ પ્રકારે પણ તે પિતા ન થઇ શક્યા અને સ્વર્ગમાં ચાલ્યા ગયા.

'સમાજની નજરે હું ત્યાગમૂર્તિ બન્યા પછી લોકો મને અપ- શુકનિયાળનો અવતાર કહી સંબોધવા લાગ્યા. હિંદુ સમાજમાં વિધવા તરફનું વર્તન નર્ક ધામ કરતાં પણ વધુ કઠીન હોય છે.

'મારા પતિના કુળમાં તેનો કોઇ વારસ નહોતો. તેને નજદીકનું કોઇ સગુંવહાલું નહોતું. મારા બદલામાં મારા પિતાએ જે દામ લીધા તેના પ્રતાપે મારા પતિ પાસે કાંઇ રહેવા પામ્યું નહોતું. છતાં તેની રહી સહી મિલકત પર હું ગુજારો કરવા લાગી.

'મારા પિતાએ મારા વેચાણના આવેલ દ્રવ્યથી એક આશાને હિંચોળે ઝૂલતી બાળા સાથે લગ્ન કર્યાં હતા અને હવે તેને પુત્રીની શી ફીકર? હું વિધવા બની પરંતુ મને આશ્વાસન આપવા પણ તેઓ ન આવ્યા.

'પુરૂષ તરફનું સંસારસુખ તો ભોગવ્યું નહોતું. લગ્ન થવા છતાં કુમારીજ હતી, છતાં સમાજ મને પુનર્લગ્નની છૂટ આપે તો પછી તેના મૃત્યુ પામેલા વડવાઓ કંપી ઊઠે ને?

'મારી બાલ્યવયની કરેલ કલ્પના યૌવન આવતા નાશ પામી. મારી તો મુરાદ હતી કે, સરખેસરખા આનંદ લહાવા લેશું પરંતુ સાહેબ. એ કલ્પના પર કુઠારાઘાત થયો. પછી તો મારે નસીબે વેલા ઉઠી દળવું ખાંડવું રહ્યું. એ કાર્ય પત્યા પછી સ્નાન કરી સફેદ સાડી પહેરી હું મંદિરે દર્શન કરવા જતી.

ત્યારે કેટલાક સમાજના પટેલીઆઓ કામ ધંધો મુકી મને અવલોકવા ડાચા ફાડીને બેસતા. મારા બદન પર કાતિલ દૃષ્ટિ ફેંકી કેટલાય લહેરીલાલાઓ ભ્રમરોની જેમ ગુંજારવ કરતાં. સમાજના પવિત્રતાના પડદા પાછળ એ હળાહળ વિષભર્યા માનવી કાળા કૃત્ય કરવા પણ અચકાતાં નહિ. જો તેના દંભનો પડદો ચીરી અવલોકન કરવામાં આવે તો તેના હિણા કૃત્યોનો સાક્ષાત્કાર થાય.

મારું અનુપમ સૌંદર્ય, દેહલાવણ્ય સ્વર્ગની અપ્સરાને પણ ભુલાવે તેવું હતું. મારા પગલે પગલે કેમ જાણે અદભુત આંચકા ન અનુભ-

વતો હોય તેવો સમાજ જનતાના મુખ પરનો ભાવ હું વાંચી શકતી: મારા કંઠની મધુરતાથી હું મારી પાડોશમાં પણ સર્વને પ્રિય થઇ પડી હતી.

હું દર્શન કરી, ઘેર આવી, રાંધી જમી કોઇ નવલકથા વાંચવા બેસતી: અગર કંઇ ભરવા ગુંથવાનું હોય તો તે કરતી. અને તેના બદલામાં મળતા પૈસા પર મારું ગુજરાન ઘણી ખુશી સાથે કરતી.

હું સુખે દુઃખે જિંદગી વિતાવી શકતી હોવાથી સંતોષ માનતી પરંતુ મારા યૌવનનો તનમનાટ ઓછો નહોતો થયો.

સાંજે દર્શન કરી હું પાછલી ગલ્લીથી ઘર તરફ જવા ચાલી પરંતુ ત્યાં વચ્ચે મંદિરના મહંત, મહાત્મા યાને ધર્માચાર્યની મારા પર કૃપાદ્રષ્ટિ ઊતરી અને અનેક પ્રલોભનોથી વશ કરી મને ઉપર આવવા કહ્યું. તેના કામણગારા નયનોનાં તેજે હું અંજાણી, મોહ પામી યંત્ર વત હું તેની પાછળ ખેંચાણી. હું યુવાન હતી: એ પણ પારકા પૈસા ઉપર તાગડધીના કરીને અલમસ્ત પાડા જેવો બની શરીરને શણુ-ગારી મારા જેવી કંઇક અભાગીનીના જીવનને કલંકીત કરી બેઠો હશે.

ઉપર જઇ મખમલ બીછાવેલ સોફા પર હું બેઠી, ભયની એક આછી ધ્રૂજારી મારા સમસ્ત શરીરે અનુભવી. હું ઘડી ભર નેત્રો વીંચી ઉતાવળે શ્વાસોશ્વાસ લેવા લાગી. એક કપરી પળે અનેક જાતના ચેનચાળા પછી એક હેવાતા ધર્માચાર્યે મને ફસાવી–ભોળવી. લાલ-સાની સુંવાળી ભૂમિ પર હું લપસી પડી–પતનની ઊંડી ખાઇમાં. અને પછી સાહેબ વધુ નીર્લજ બની નહિ કહું.અને પછીની હકીકત કહું ? સાંભળવું છે સાહેબ ?' ફાટી આંખે એ બાળા ન્યાયાધીશ તરફ જોઈ રહી.

'ખુશાથી તમારે જે કહેવું હોય તે કહો. મર્યાદાનો ભંગ ન થાય તે ખાસ લક્ષમાં રાખજો' જજે કલમ શાહીમાં બોળતાં કહ્યું.

'મર્યાદા ? કેવી મર્યાદા ? શું મર્યાદા એવો શબ્દ સમાજમાં છે ? કોર્ટમાં હોય તો ભલે. સમાજમાં તો નથી. નગ્ન સત્ય સામે આંખ મીંચામણા કરતી એ મર્યાદા પડદા પાછળ કેવી છે ? કહું ? કાળની જીભ જેવી વિકાળ ! સાહેબ, મારા દેહનું પતન થઈ ચુકયા પછી મંદિરનો એ મહંત શા માટે મારી દરકાર રાખે ? પહેલા સોનેરી જાળમાં ફસાવી પછી તેને શી પરવા ? એણે જાણ્યું કે મારૂં પેટ મોટું થતું જાય છે એટલે હવે અનીલા ન આવે તો સારૂં.

'હું ગર્ભવંતી બની અને તેમાં તેનું નામ ન સંડોવાય એ માટે તે મને વિનવવા લાગ્યો. એને તો એના નામની દરકાર હતી ને કદાચ બદનામ થાય તો સમાજમાં પ્રભુ ગણાઈ પેટ કયાંથી ભરાય ?

તેણે મને બોલાવી દસ દસ રૂપિયાની દસ નોટો આપતા કહ્યું. 'અનીલા. તું યાત્રા કરવા ચાલી જા અને કૃપા કરી મને બચાવ.'

પછી ભલે મ્હારું અને બાળકનું ગમે તે થાય તેની તેને શા માટે ચીંતા ? સાહેબ, પછી શું કહું ! જીભ નથી ઉપડતી–હૈયું વલોવાય જાય છે. સાહેબ, પોતાના ફુલ જેવા બાળકનો કઇ અભાગીની માતા નાશ ઇચ્છતી હશે ? બાળકને ધવરાવવા કઈ માતાને હોંશ નહી હોય ? માતાને અંતરના ધાવણ ધવરાવવાના કેટલા કોડ છે એ જાણવાની ઇચ્છાવાળા પુરૂષોએ સ્ત્રી તરીકે જન્મવુ જોઇએ.

'મને એ પાપીએ સો રૂપીયા આપ્યા. હું પહેલી જ ટ્રેનમાં બનારસ જવા ઉપડી અને અહીં આવી. પછી કયાં જવું તેનો વિચાર કરવા લાગી.

કર્મવશાત મને એક ધર્મશાળાની ઓરડી મળી અને તેમાં હું ઉતરી. પરંતુ સ્ત્રીથી શરીર છુપાવાંયું છે ! મારો દેખાવ જોતાં ધર્મશાળાનો વ્યવસ્થાપક મારી પાસે આવ્યો. એણે જાણ્યું કે હું

'સાંપનો ભારો' છું. મેં જ્યારે ઘણી લાચારી કરી ત્યારે મને રહેવાની રજા મળી અને તે પણ મારા રહ્યાસહ્યા યૌવનને ગીરો રાખીને.

'પુરા દીવસે મને રાત્રીના વખતે પુત્ર જનમ્યો. ઓહ ! એ રૂપ ! હસતું ફુલડું !

એ ફુલનો નાશ કરી તેને હું ઉકરડા નીચે છુપાવવા જતી હતી—મને છુપી પોલીસનાં માણસે—પકડી અને આપ સમક્ષ ખડી કરી. ઓહ...' એ બાળાને કોઇ અજબ ધ્રુજારી છુટી.

'બ્હેન, તમે કયા ગામના ? એ મહંત કોણ ? તમે કઇ ધર્મ-શાળામાં ઉતર્યા હતા ? એ બધો ભેદ ઉકેલો.'

'નહિ, કદી નહિ સાહેબ, એ પીશાચનું કલંકીત નામ કદી નહિ કહું એ મહંત શાનો ? દુનિયાને છડેચોક લુંટનારો ! મહાત્મા શાનો ? મુફલીસ ગુંડો એ બાળા પુનઃ વિચારવંત મુખે સ્તબ્ધ ઉભી.

'પરંતુ કોર્ટની નજરે એ અધો ગુન્હેગાર છે.' ન્યાયાધીશે કહ્યું.

'કોર્ટની નજરે ? વાહ, એનું નામ કદી નહિ લઉં : ધરૂજતી કાયાએ અનીલા ધરણી પર ઢળી પડી. તેની મહા પ્રયાસે ટકાવી રાખેલી હિંમત સરી ગઇ અને અચેતન થઇ આંખો ઉંચી ચડાવી ગઇ: તેનો તાજો જ જખમ ઉખડી ગયો. તેને પોતાના જ બાળકના ખુની તરીકે તેના પર આરોપ આવ્યો ! તેની શી સજા ભોગવી કાળુ મુખ જનતાને બતાવવું એ વિચારે એનો પ્રાણ ઉડી ગયો અને શબવત પીંજરમાં પડી, ડોકટરે આવી ધ્યાનસ્થ શરીરને ઢંઢોળ્યું અને તુરત જ કહ્યું 'હરૂદય બંધ પડવાથી મરૂત્યુ પામી છે.' અને ત્યાર બાદ ! જીવતાં જે કાયાને સમાજે ચૂંથી હતી તે કાયાને મૃત્યુ બાદ ડોકટરો ચૂંથી રહ્યાં હતાં.

## સર્જકમાંથી સેલ્સમેન

'ભાઇ, તમારૂં ૭ પૈસાનું નોટપેડ છે.' ટપાલીએ કહ્યું.

અને દિતુના હૃદયમાં ફાળ પડી. એક કલાકથી પોતાની પ્રાણ-પ્રિય દીકરી મંજુ એક પૈસા માટે માથાફોડ કરી રહી હતી, તેને એક પૈસો આપતાં તેનું દિલ ચાલતું નહોતું. ત્યારે આ ટપાલીને ૭ પૈસા આપવા પડશે એ વિચારે તેનું હૃદય ધ્રૂજી ઊઠયું. મને કમને ૭ પૈસા આપી નોટપેડનું બુકપોસ્ટ લીધું.

ખોલી જોતાં પોતે 'સરસ્વતી' સાપ્તાહિકના તંત્રી પર મોકલેલ ખંડકાવ્ય પાછું આવ્યું હતું અને એ ખંડકાવ્યનો અસ્વીકાર કરતાં તંત્રીએ નીચે મુજબ પત્ર લખ્યો હતો તેને અંગે નોટપેડ થયું હતું.

**'સરસ્વતી' સાપ્તાહિક**

તંત્રી સુંદરદાસ માખણિયા.

રાજપુર.

**ભાઈશ્રી**

આપના તરફથી કાવ્ય મળ્યું પરંતુ ભાષા તદ્દન ખરાબ છે અને તે અમારા પત્રની પોલીસીને લાયક નથી માટે પરત મોકલવામાં આવે છે.

આપનો **સુંદરદાસ**

અને એ પત્ર વાંચી દીતુનું કવિ હૃદય પુકારી ઊઠયું.

લખે છે આપનો, પણ તું થા તારા બાપનો,
આ શાને મોકલ્યો છે ભારો સાપનો.

અને ઘડીભર તે પત્ર તરફ, કાવ્ય તરફ અને મંજુ તરફ જોઇ રહ્યો. પણ એ નિરાશામાં કાંઇ આશાનો કોંટો ફૂટયો હોય તેમ તેના મુખ પર મલિનતાને સ્થાને તેજ સ્ફૂર્યું અને એ બોલી ઊઠયો:

'બેટા મંજુ લે એક ને બદલે બે પૈસા અને હવે જો મારૂં તર્કનું તીર આબાદ લાગશે તો પછી પૈસા જ પૈસા. જીંદગી આખી રોઇ રોઇને ગાળવી અને લૂખી કીર્તિને વરવું અને મરી જવું એ કરતાં તો જીંદગીની મજા માણી મરી જવું ઉત્તમ હવે આ હૃદયને લાગે છે. બસ, બેટા મંજુ જા નાસ્તો લે અને ઉડાવ.'

બિચાંરી મંજુ એ પૈસા મળતાં ચાલી ગઇ. પિતા શું બોલે છે તે કાંઇ ન સમજી અને સમજવાની તેણે દરકાર પણ ન કરી.

દીનુએ બહાર જવાનાં કપડાં પહેર્યાં અને નોટપેડમાં આવેલ કાગળનાં ટુકડા કરી ફેંકી દીધા અને પોતાના ખંડ કાવ્યને કોટના ખિસ્સામાં નાખી રણજીતપુર જતાં ખટારામાં બેઠો.

રણજીતપુરના દરબારને ૪૦ ગામ હતા, અને વાર્ષિક ૭ લાખની ઉપજ હતી. દરબાર સાહિત્ય પ્રિય અને કલાપ્રેમી હતા.

કોઇ કલાકારો કોઇ લેખક અને ખાસ કરીને જો કોઇ કવિ તેનો મહેમાન થાય તો મહેમાન થનારની એટલી સુંદર સરભરા થતી કે મહેમાન સ્વર્ગમાં છે કે કયાં છે એ ઘડીભર વિસરી જાય.

જમવા માટે મિષ્ટાન્ન, રહેવા માટે બંગલો, રાત્રે પગચંપી માટે હજામની હાજરી, દરબાર ખુદ માખણના વેગન ઉતારે એટલી ખુશામદ કરે અને પછી તંત્રીઓ, લેખકો, દરબારના વખાણ પોતાના પત્રોમાં સુધારક ભાટ ચારણ બની છાપે અને બદલામાં ખિસ્સા તર કરે.

દરબારની આકાંક્ષા તો સારા વિદ્વાન ગણાઇ ખૂબ કીર્તિ સંપાદન કરી અમર બની જવાની હતી.

રાજા રવિવર્મા જેવો કલાકાર બની જાઉં કે કવિ કલાપી જેમ મહાન કવિ બની જાઉં એમ એની ઇચ્છા હરઘડી થતી. અને એ ઇચ્છાને માન આપવા પ્રજાના સેંકડો રૂપિયા ખર્ચવા તૈયાર થતો હતો.

પરંતુ જનતાને માટે એ સારી વાત હતી, જેમ અનેક રાજા સુરા અને સુંદરીમાં મશગુલ બની હજારો રૂપિયા વેડફે છે એ કરતાં સાહિત્ય માટે, કળા માટે ખર્ચે એ વાત સારી હતી.

દીનુ દરબારના બંગલે જઇ ઊભો અને પટાવાળા સાથે પોતાના નામનું કાર્ડ મોકલ્યું.

દરબારે કાર્ડ વાંચી દીનેશને અંદર મોકલવા માટે પટાવાળાને કહ્યું અને દીનેશ ઠાકોરને બે હાથથી વંદન કરી અનન્ય પ્રેમ બતાવા લાગ્યો.

'બોલો મી દીનેશ ખાસ કયું કામ છે ?' દરબારે પૂછ્યું.

'કામ તો દરબાર સાહેબ આપની પાસે બીજું શું હોય ? આપના લખાણો વાંચું છું અને હૃદયમાં આનંદ થાય છે. આપના દર્શન કરી આવું એવી મનોભાવના છ માસથી હતી.'

દરબારનાં લખાણો સરસ્વતીમાં ફોટા સાથે આવતાં અને એ લખાણો દીનેશે વાંચ્યા ન્હોતાં પણ વખાણ્યાં. ખુશામત ખુદાને પ્યારી હોય છે તો દરબારનેય ભાવે તેમાં શું નવાઇ ?

'હં.... હું મી. દીનેશ, મારા લાયક કંઇ કામ હોય તો કહેજો. તમોને કંઇ પણ જાતની મુશ્કેલી હોય...'

દરબારનું અધૂરું વાકય કાપતાં વચ્ચે દીનુ બોલ્યો 'નામદાર આ કાવ્ય વાંચો,'

બાળકને મીઠાઇ મળે ને જેવો સંતોષ થાય તેવી સંતોષની છાયા દરબારનાં મુખ પર પ્રસરી અને એ કાવ્ય વાંચવા લાગ્યા.

અડધા કલાકમાં એ કાવ્ય વાંચી લીધું. એ કાવ્યની ભાષા ઘણી સારી હતી અને કાવ્ય લાગણી પ્રધાન હતું. તેની ભાવના સુંદર હતી.

'હં શું છે? હવે આ કાવ્ય માટે.' દરબારે પૂછયું.

'એ કાવ્ય સરસ નથી લાગતું? જરા સુધારીને તમે તમારા નામથી આપો એમ ઇચ્છું છું' દીનુ બોલ્યો.

દરબારને એવા જ શબ્દોની આશા હતી. તેમણે મૂંગે મુખે ચેકબુક લીધી અને એક બસો રૂપિયાનો ચેક લખી ફાડયો અને દીનેશનાં હાથમાં મૂકયો. દીનેશે તે લીધો, તેના મુખ પર આત્મસંતોષ પ્રસરી રહ્યો.

દીનુનો તે વગર બીજો ઉપાય નહોતો. બાયરન કહે છે: 'મનનાં સંતાનો માટીનાં નથી હોતાં.'

પરંતુ પેટ માટે માનવને તરફડિયા મારવા પડે છે. જીવતા સંતાનો માટે મનના સંતાનો વેંચવામાં દીનુને દુઃખ ન થયું. માસિકના તંત્રીએ પાછું મોકલેલું કાવ્ય તેજ માસિક પર દરબારે મોકલ્યું અને તે સુંદર ચિત્રો સાથે પ્રકટ થયું.

અને ત્યારબાદ દરબારને દીનુ અરસપરસ મળતા અને દીનુ આ રીતે સર્જકમાંથી સેલ્સમેન બની સુખી થયો. આવતી કાલનાં ભવિષ્યની તેણે ચિંતા ત્યાગી. મરીને અમર બનવા કરતાં જીવીને અમર બનવું તેણે પસંદ કર્યું અને તેના કુટુંબને તે સર્જક તરીકે નહોતો સુખી કરી શકયો તે સેલ્સમેન બનીને કરી શકયો. અને એ સાહિત્યના સેલ્સમેન તરીકેનો સુંદર ધંધો હાથ લાગતાં પાછળથી એને સરસ્વતીનાં તંત્રીને જ્યારે મળવાનો અચાનક સંયોગ થયો ત્યારે તેને મીઠા

ટકોર કરી કે 'પેલું મને પરત થયેલું કાવ્ય ઘણી સારી રીતમાં કંપોઝ થયું કેમ ?' ઉત્તરમાં તંત્રીશ્રી હસ્યા અને કહ્યું, 'નૂતન જગત એમ જ ચાલે છે.'

કલાપીએ કહ્યું તે ખોટું નથી. પોલું છે આ જગતને પોલી જ આ કીર્તિ દીસે.'

દીનુ હવે એજ સૂત્રને ગોખ્યા કરે છે.

## ખેડૂતની વેદના

'કાના પટેલ, કાલે સાહેબ માટે ગાડી જોઇશે' કોટવાળે એક ખેડૂતના ઘરના આંગણામાં ઊભા રહેતાં કહ્યું.

'હજુ બે દિવસ પહેલાં જ મારો વેઠનો વારો હતો ને, એટલી વારમાં બીજીવાર?' પટેલે પૂછ્યું.

'હા, બીજી વાર; તલાટી સાહેબે કહ્યું છે. અને અત્યારે ચા કરવા માટે દૂધ જોશે' સાથોસાથ કોટવાળે જણાવી દીધું.

ઘરનાં છોકરાને છાશ પણ મળતી નથી ત્યાં તલાટીને દૂધ ક્યાંથી આપવું? એવો વિચાર કરતા પટેલ મૂંઢની જેમ ઊભા.

'વિચાર શું કરો છો? સાંભળતા નથી?' કોટવાળે ધમકી આપતાં સૂરે કહ્યું.

'કાલે હું ગાડું નહિ લાવું મારે ઘઉં સુકાઈ જાય છે, અને દૂધ તો ક્યાંથી હોય? ભેંશ તો કે દાડાની વસુકી ગઈ છે. અમારે પણ છાશના તાકડા થતા નથી.' પટેલે ગભરાતા ગભરાતા દિનમુખે કહ્યું.

'એમ? નહિ આપો? જાણે રાણીના દિકરા' કહેતો ગુસ્સો ઠલવતો ધુંવાપુંવા થઇ કોટવાળ ચાલ્યો ગયો.

કાના પટેલથી કહેતા કહેવાઈ ગયું પણ હવે શું ઉપાય? થોડીવાર થતા પોતે તલાટી સાહેબને ઉતારે બેસવા ગયો.

તલાટીને પગાર ૨૦ રૂપિયા મળતો હતો, પરંતુ તેના વહીવટ નીચેના ત્રણે ગામો કેમ બાપુકી મિલકતના ન હોય તેમ તે વર્તન રાખતો. ખેડૂતોને હેરાન કરી ઠીક મતા મેળવતો, બિચારા ખેડૂતો કંગાળ બની રહ્યા હતા, અને જુલમોને અંગે ખેતીના બળદો પણ હાડપિંજરનાં ખોખા બની રહ્યાં હતાં.

કાના પટેલને જોતાં જ તલાટી સાહેબનો પીત્તો ગયો. કોટવાળે એકની અગિયાર ગણી વાત તેના મગજમાં ભરાવી હતી. અને તેથી ઉપજેલા ઇર્ષાના અગ્નિમાં તલાટી બળી રહ્યા હતા. પટેલને જોતાં જ અગ્નિમાં ઘીની આહુતિ અર્પાતાં જવાળા પ્રકટે તેમ તેમના હૃદયમાં પ્રચંડ ઉલ્કાપાત મચી રહ્યો. પરંતુ મુત્સદીગીરી કરી બિચારા પટેલની કઠણાઇ બેસાડવાની વૃત્તિ થઈ.

'આવો પટેલ સાહેબ પધારો' તલાટીએ પટેલને સંબોધતાં કહ્યું.

'ભાઇ સાહેબ અમો કયા ઝાડનો પાલો કે અમને સાહેબ કહો છો? અમો તો તમારા પગની રજ ગણાઇએ' પટેલ રડતા રાગે અને દુભાતા દિલે બોલ્યા.

'એમ કે? ઠીક, ઠીક, પણ હવે અગાઉની બાકી રહેતી સ્ટેટની રકમ કેમ ભરપાઇ કરતા નથી!' તલાટીએ લાલ આંખો કરતાં કહ્યું.

'આ ધઉંમાં ભરી દઇશ સાહેબ, અમે ક્યાં તમારેથી બાઉ છીએ? અમારા પર તો જેવી રહેમ નજર છે તેવી રાખો ભાઇસા'બ' કરગરતા અવાજે પટેલ બોલ્યા.

'એ બીલકુલ નહિ ચાલે, મને ઉપરથી હુકમ છે. કે તુરત વસૂલ કરો વહીવટદારના હુકમને હું તો તાબે છું; એમાં મારાથી બીજું કંઇ ન બને. તલાટી બેપરવા રીતે બોલ્યો.

'પણ સા'બ હવે ધઉંને ક્યાં વાર છે? એટલી દયા તો અમારા પર રાખો અત્યારે સાત પાતાળ વિંધુતોય કોઇ આપે એમ નથી

એકના બમણા કહું છું તો ય ગામના વાણિયા ધીરતા નથી !' પટેલ મારી માગતા સુરે બોલ્યો.

'એ બીલકુલ નહિ ચાલે તમારે પૈસા તો આવતી કાલેજ ભરવા પડશે.' તલાટીએ કહ્યું.

'સાહેબ બને તો મહેનત કરૂ પણ એટલા રૂપિયા થાવા મુશ્કેલ છે' કહેતા કાના પટેલ ભ્રમિત મગજે, પડી ગયેલ હૈયે અને થથરાતા પગે ઉભા થયા.

'ગરીબ નહિ પણ ગોલો છે...હરામી' સાહેબના અર્ધાપર્ધા શબ્દો હવામાં મળી જતાં કાના પટેલે નિરાશ થઈ જતાં જતાં તે સાંભળ્યા. તેનું હૈયું વેદના અનુભવી રહ્યું હતું.

[ ૨ ]

તલાટીના શબ્દો અને કોટવાળના વેઠના જુલમોના અસહ્ય ત્રાસ એ બધાથી કંટાળી વેદના ભર્યે હૈયે કાનાપટેલ સૂતા પણ આખી રાત્રિ તેને નિંદ્રા આવી નહિ. તેને ભયંકર કલ્પના ડરાવવા લાગી. હૃદયમાં નિરાશાના કારમા નિશ્વાસો ઘુંટાવા લાગ્યા અને વેદનાગ્નિમાં બળતાં જ આખી રાત્રિ વિતાવી. દુઃખીયાની રાત્રિ પણ બહુ લાંબી હોય છે. સવાર થયું અને પટેલને થોડી રકમ ઉધાર લાવીને પણ લેણું ભર્યા વગર ચાલે તેમ ન્હોતું. એ ઉઠતાં વેંત જ ગામના પૈસાદાર ગણાતા વ્યાજખાઉ શેઠ પાસે ગયા.

ઘણા રોદણાં રોવાને અંતે ઊભો મોલ ગિરો મૂકી એકના બમણા લેખે રૂપીયા લીધા પણ તે રૂપીયાથી બધું લેણું ચુકવાય તેમ નહોતું. એ થોડા રૂપિયા લઈ તલાટી પાસે આવ્યા, પરંતુ તલાટીએ ચોખ્ખું જણાવી દીધું 'એક પાઈ પણ ઓછી નહિ ચાલે. ચુકતે રૂપિયા ભરી આપો નહિતર તમારી ખેડ આંચકી હરાજ કરવામાં આવશે.'

જમને દેખી જેમ માનવી ચોંકે તેમ પટેલ તલાટીની ભયંકર મુખમુદ્રા જોઈ ડર્યો. તેનાં હૃદયનાં ઉપર સખ્ત આઘાત લાગ્યો. સાત પેઢી થયા જે જમીન પાછળ લોહી રેડી ખેતી કરી હતી તે જમીન જશે એવી કલ્પના સત્ય થશે તો પોતે નહિ જીવી શકે. પોતાનું આખું કુટુંબ ભિખારી હાલતે રઝળી પડશે. પટેલ ઉન્માદ અનુભવવા લાગ્યો. હૃદયમાં અકથ્ય વેદનાનું તુમૂલ યુદ્ધ મચ્યું.. લોહીનું પાણી થવા લાગ્યું. મુખ પર અમાવાસ્યાની તિમિરતા પ્રસરી.

ઘણા ઘણા કરગરણાને અંતે પણ તલાટીનું હૃદય ન જ હાલ્યું. તેને તો ગરીબ ખેડુતોને કનડવાનું વ્યસન થઈ ગયું હતું. ગરીબ ખેડૂતનું સત્યાનાશ નીકળી જાય તો પણ તેનો સ્વભાવ પલટાતો નહિ. હલકા લોકોના હૃદયમાં ભાગ્યે જ દયાદેવીનો વાસ હોય છે.

તલાટીએ વહિવટદાર પર તુમાર કરી કાના પટેલ પાસેના લેણામાં જમીન હરરાજ કરવાની મંજૂરી માગી.

વહિવટદારને શું પડી હોય ! કોણ પટેલ ? કઈ જમીન ? અને એ બધું જાણવાની તેને ફુરસદ પણ કયાં હતી. તેણે તો તુરત નીચે શેરો કરી નાખ્યો 'તમને યોગ્ય લાગે તેવી રીતે કરો.' મંજૂરી મળતા પિંજરામાંથી છૂટતા જ જેમ કેસરી ભયંકર ગર્જના કરે તેમ તલાટી પટેલ પર તાડૂકવા લાગ્યો.

બિચારા રંક ખેડૂતનું નસીબ ફૂટી ગયું. તેની માલમિલકત, ખેડ બધું જપ્ત થયું. તેની જમીન પણ આંચકી લેવામાં આવી.

( ૩ )

કાના પટેલના આખા કુટુંબે અન્નનો એક પણ દાણો મુખમાં મૂકયો નથી. દરેકના હૃદય કારમા પ્રલયાગ્નિમાં સળગી ઊઠયા હતા. દરેકના હૃદયમાં નિરાશા છવાઇ ગઇ હતી. પોતાના પ્રાણથી પણ

વહાલી જમીન, બળદ એ બધું જતાં દરેકનો આત્મા કકળી ઊઠયો હતો. તેમના અંતરગત રડવાના કરૂણ અવાજ સાથે વૃક્ષનાં પાંદડાં પોતાનો સૂર પુરાવતા આક્રંદ કરવા લાગ્યા. પક્ષીઓએ કારમો કકળાટ કરી મૂક્યો.

નેત્રોમાં આંસુના પૂર ઉમટયાં. એ આંસુમાં સમસ્ત જગતનો પ્રલય કરવાની તાકાત હતી. કાના પટેલ અને કાના પટેલના કુટું-બીઓ માથે આભ તૂટી પડયું હોય તેવા દુઃખે દરેક પોતાની પ્યારી જમીન પર ઢળી પડયાં. જમીન તેમનાં આંસુથી ભીંજાવા લાગી. દરેક હૃદય કારમી હાય વરસાવા લાગ્યા. દિશાઓ ભયંકર દેખાવા લાગી. રૂંવાડે રૂંવાડે અગ્નિ પ્રજ્જ્વલિત થઈ ગયો હોય તેવી વેદના સૌ અનુભવી રહ્યાં હતાં. બાપદાદાની મિલકત બીજાનાં નામ પર ચડતી જોઈ કાના પટેલનું હૃદય ફાટી જવા લાગ્યું.

તલાટી તો હસતો હતો. એવા તો કંઈક કુટુંબની એ પાયમાલી કરી ચુક્યો હતો.

જે કાના પટેલના ઘરમાં બાળકો અને સ્ત્રીઓનો આનંદભર્યો કોલાહલ થતો હતો ત્યાં આજે ઘૂવડ પ્રલયનાદે ઘુઘવતું હતું અને કૂતરાંઓ રડતાં હતાં. વાતાવરણમાં બાજુના ઘરમાંથી એક ખેડુબાળા ધીમે સૂરે ગુંજી રહી હતી,

> રોજ રોજ વેઠના વારા હવાલદાર, રોજ રોજ વેઠના વારા.
> રાજના નોકરો માથે હવાલદાર, દેવાના ડુંગરા માથે,
> રળતાં સોનાના હાથે હવાલદાર, તોયે ન ખાવાનું ભાથે.
> રોજ રોજ......

## ઉંદરનું ખોદેલ

'સાહેબ, આ બુકનું અવલોકન કરી યોગ્ય અભિપ્રાય આપવા કૃપા કરશો અને તેનાં પ્રકાશન માટે કંઇ વ્યવસ્થા કરી આપશો તો જિંદગીભર હું આપનો ઋણી રહીશ. આ રંક પર આપની મહેરબાની છે તેથી આપને તકલીફ આપવા લલચાઉં છું.'

એક પંતુજીએ ઉપરના શબ્દો તેના ઉપરી સાહેબને એક બુક આપતાં ઉચાર્યા.

દેવશંકર માસ્તર પંતુજીગીરી કરી અત્યારે પાંત્રીસની વયે પહોંચ્યા હતા. પોતે એક પુસ્તક લખ્યું હતું એ તેના ઓફિસરને બતાવા માટે આવ્યા હતા. એ પુસ્તકનું નામ હતું 'ગનિયો ગાંડો' એ પુસ્તક પાછળ માસ્તરે અનેક રાત્રિઓના ઉજાગરા વેઠયા હતા. એ પુસ્તક પોતે પચીશ વર્ષની વયથી લખવું શરૂ કર્યું હતું, પરંતુ સંજોગવશાત એ પુસ્તક અપૂર્ણ પડયું રહ્યું. તેના પિતાના મૃત્યુબાદ કુટુંબનો બોજો બધો તેના માથે આવી પડયો તેથી એ પુસ્તક લખવાની કલ્પના સ્વપ્નવત્ બની રહી અને પંદર રૂપિયાના પગારથી પંતુજી-ગીરીમાં દાખલ થયા. પોતાની બુદ્ધિ અપૂર્વ હતી, તેની કાર્યદક્ષતા વખણાતી, પરંતુ જેને સરસ્વતી વરે છે તેને માથે કુદરતી લક્ષ્મી અસંતોષ જાહેર કરે છે. એક તો બિચારાને પંદર રૂપીયાનો મહિનો અને તેમાં સમયના વહેવા સાથે ત્રણ ચાર પુત્રો થયા. પોતાની પત્ની, વૃદ્ધ માતા એ બધાનું પેટ ભરવાનું પોતાને મળતી ટૂંકી પગારની

રકમમાંથી, અને એ પ્રમાણે સંસારની ગડમથલમાં વર્ષો વિત્યાં પરંતુ તે પોતાના પ્રિય પુસ્તકને ન ભૂલ્યાં અને એ પૂરું કરવા લલચાયા. એ પુસ્તક લખવા માટે કાગળના પૈસા ખરચવા કયાંથી? એ પ્રશ્ન તેને મૂંઝવતો. પરંતુ નિશાળની કન્ટીજન્સી મળતી તેમાંથી કરકસર કરી કાગળો બચાવતા અને ફુરસદે લખવાં લાગ્યા. આમ એ પુસ્તક પૂરું લખાઇ તૈયાર થયું. જે પુસ્તકની પાછળ પોતે જીંદગીભર મહેનત લઇ પોતાનો આત્મા રેડયો હતો, એ પુસ્તક હવે કેમ જલદી પ્રગટ થાય એ વિશે આશાના મિનારા ચણવા લાગ્યા. છેવટ તેનું દિલ તેના ઉપરી ઓફિસર તરફ ખેંચાયું અને તે માટે તેમની મદદ યાચવા વિચાર થતાં, એ પુસ્તક લઇ પોતાના ઓફિસર પાસે ગયા ને વિનંતી કરી તે ઊભા રહ્યા.

ઉપરી સાહેબે એ પુસ્તકનું વિહંગાવલોકન કરી કહ્યું. 'પુસ્તક ઘણું સરસ છે. હું વાંચીશ અને પછી તમોને જરૂર તેનો પ્રકાશક મળે એવી વ્યવસ્થા કરી આપીશ. આજથી જ હવે તે માટે તમે નિશ્ચિંત રહેજો. તમે જરા પણ તેની ફીકર નહિ કરતા.'

દેવશંકર એ શબ્દો સાંભળતાં આનંદ પામ્યો. ડૂબતા માણસને તરણું મળે ને જેવો પ્રસન્ન થાય તેમ શાંતિ અનુભવતો દેવશંકર રવાના થયો; તેના મુખે સંતોષની છાયા છવાઇ ગઈ. સ્મિત વેરતાં મુખે એ ઘેર આવ્યો. પોતાના હૃદય પરનો અમાપ બોજો હલકો થઇ ગયો તેથી તેને પૂર્ણ ઉમંગ ઊલટયો. આખી જિંદગીનો અપાર પરિશ્રમ સફળ થશે એ કલ્પનાએ સ્વર્ગસુખ અનુભવવા લાગ્યો.

[૨]

'કેમ દેવશંકર, શું કરો છો?' અત્યારમાં માસ્તરના મિત્ર પ્રેમશંકરે ગૃહમાં પ્રવેશ કરતાં પૂછ્યું. પ્રેમશંકરના હાથમાં એક સારૂં બાઇન્ડ કરેલ પુસ્તક હતું.

'શાનું પુસ્તક છે ?' દેવશંકર માસ્તરે પુછયું અને પુસ્તક પ્રેમશંકરના હાથમાંથી લીધું. પુસ્તકનું નામ સોનેરી વર્ક ભરેલા અક્ષરોમાં હતું, 'ગનીયો ગાંડો;' અને નીચે લેખક તરીકે પોતાના ઉપરી ઑફિસરનું નામ પણ તેટલા જ ચકચકીત સુવર્ણાક્ષરે કોતરાયું હતું. તેણે અવાક્ નેત્રે એ જોયું અને બોલી ઊઠયો 'હેં! હેં! આશું ?! મારૂં પુસ્તક! મેં સાહેબને અવલોકનાર્થે આપ્યું ત્યાં પોતે જ લેખક બની :ગયા! ઓહ' કહેતો જ એ ધરણી પર ઢળી પડયો. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેને ધરતી સરી જતી લાગી. માથે આભ તૂટી પડયું હોય અને જેવું દુઃખ અનુભવાય તેવું, કાતિલ છૂરીના ઘાની વ્યથા જેવું દુખ અનુભવવા લાગ્યો.

પ્રેમશંકરે પવન નાખી પાણી છાંટી તેને પુનઃ શુદ્ધિમાં આણ્યો અને તેને આશા આપવા બોલ્યો 'ભાઇ આમાં શું મુંજાવ છો ? કદાચ પ્રેસવાળાની ભૂલ હશે. તમે તેને પ્રકાશક માટે તો કહ્યું હશે અને સાહેબે એનો યોગ્ય પ્રકાશક ગોતી કદાચ પ્રેસમાં મોકલ્યું હોય અને ત્યાં કંપોઝની ભૂલ થઇ હશે તમે ગભરાવ ના અને તેની યોગ્ય તપાસ કરો.'

દેવશંકરે ઘડીભર એ સાચું માન્યુ 'પરંતુ ઊપરી સાહેબ મને કહે પણ નહિ; આ કેવી તેની સભ્યતા!' દેવશંકરે કહ્યું.

દેવશંકર કપડાં પહેરી એ ખુલાસો કરવા આફિસર પાસે જવા રવાના થયો. પ્રેમશંકર તેની ઘેલછા અનિમેષ નેત્રે જોઇ રહ્યો. તે જગત કેટલું સ્વાર્થાંધ છે તે વિચારવા લાગ્યો. એક માણસની જીંદગીભરની કમાણી લૂંટી તેને નિઃશ્વાસ વર્ષાવતો રાખવો અને પોતે આનંદે કીર્તિને વરવું એવી કીર્તિને પ્રેમશંકર શતકોટિ ધિક્કાર વર્ષાવતો ચાલ્યો ગયો.

[ 3 ]

દેવશંકર વિદ્યાધિકારી સાહેબની કચેરીમાં પ્રવેશ્યો. સાહેબ ત્રણ ચાર મિત્રો સાથે ગપ્પાં મારતા બેઠા હતા. પાસે જ પ્રેસમાંથી આવેલી 'ગનીયા ગાંડા'ના પુસ્તકોની નકલોના થોકડા પડયા હતા. દેવશંકરને જોઇ સાહેબ ગુસ્સાથી બરાડયા, 'જોતા નથી અત્યારે હું કામમાં છું તે પાધરા કહ્યા કહેવરાવ્યા વગર ઘુસી જાવ છો તે?'

દેવશંકરે એ શબ્દો સાંભળ્યા વગર જ ચોપડીઓ તરફ અંગુલિનિર્દેશ કરતાં કહ્યું.

'સાહેબ આ' તેને વધુ બોલતો અટકાવી ઉપરીએ કહ્યું. 'નોકરી કરો, એવી નકામી પંચાતી કરો મા. તમારે કામ હોય તો પછી મળજો. મને અત્યારે બિલકુલ ફુરસદ નથી.'

'સાહેબ આપની આવી સભ્યતા, વિવેક? આપ આ વ્યાજબી કરતા નથી.' દેવશંકરે કહ્યું.

'હું તમારી પાસે શિખામણ નથી માગતો, તમે જાવ અને મને નિરાંતે કામ કરવા દો.' સાહેબે કહ્યું.

'પરંતુ સાહેબ ભૂલથી લેખક તરીકે...'

'એ તમારી ભૂલ હું માફ કરૂં છું. હવે જશો!' સાહેબે કહ્યું.

દેવશંકરે જાણ્યું કે સાહેબની દાનત જ બગડી છે. વિશ્વાસઘાતી સાથે હવે માથાઝીક કરવી તે નકામી છે એમ તેને લાગ્યું. પરંતુ જીંદગીનો આધાર આમ અકાળે હણાશે એવી તેને સ્વપ્નામાંયે કલ્પના નહોતી. રાત્રિ- ભરના ઉજાગરા વેઠી લખેલું પુસ્તક પોતે ગુમાવી બેઠો.

દેવશંકર જે આશાએ અહીં આવ્યો હતા એ આશા તુટી પડી છતાં સાહેબને વિનવવાની ઇચ્છા તજી શકયો નહિ. દેવશંકરે કહ્યું, 'મારી કઈ ભૂલ થઈ સાહેબ? આપ શાની ભૂલ વિષે કહો છો?'

'હવે જઈશ ! તેં ભૂલો કરવામાં કયાં બાકી રાખી છે, તમોને મળતી કંટીજન્સી કયાં વાપરો છો ? નથી તમારા રેકર્ડનો ઢંગધડો, મારે તે તમારી કેટલી બળતરા કરવી, હવે જાવ.' સાહેબે કહ્યું.

'પણ સાહેબ મારી ભુ...

'હવે તમારી ભૂલ માફ કરૂં છું. જશો માથું પકાવતા.' કંટાળા ભરેલ મુખે સાહેબે કહ્યું.

'પણ હું તો તમને મારી ચો.......

'હવે ચોથા ધોરણમાંથી પાંચમામાં બદલી કરીશ ! પણ જશો !' સાહેબ વાતને વિરૂદ્ધ રૂપમાં જ ખેંચ્યે જતા હતા. તેને દહેશત હતી કે કદાચ જો મિત્રો મૂળ હકીકત જાણી જશે તો પોતે બદનામી ને વરશે.

'પણ સાહેબ. અંધારે સત્ય ડુબે છે.' દેવશંકરે ગળગળીત સૂરે કહ્યું.

'પણ તમને કહ્યું ને તમારી બદલી થશે, જાવ. તમે સાચા છો, હવે ?' સાહેબે કહ્યું. અને પોતે અંદરના રૂમમાં ચાલ્યા ગયા.

દેવશંકરે પાછળથી જોસમાં કહ્યું. 'પણ આ બુકમાં ભૂલથી આપનું...' એટલું જ એ બોલી શકયો. સાહેબ અંદર ચાલ્યા ગયા મિત્રો બેસી રહી પુસ્તકો વાંચવામાં મગ્ન થયા.

દેવશંકર ભ્રમિત મગજે માંડ ઘેર પહોંચ્યો. તેને પૃથ્વી ચકરચકર ફરતી લાગી. ઘેર પોતાની પત્નીને બનેલ હકીકત કહી, આખી જીંદગીનો આધાર પડી ભાંગતાં આશાના મિનારા કડુડુભુસ કરતા તૂટી પડયા અને તેનાં હ્રદયે સખત આંચકો અનુભવ્યો. તેનું હ્રદય દબાયું અને ધબાક દેતો મૂર્છા ખાઇ પૃથ્વી પર પડયો. તેના પંદર વર્ષના પુત્રે તેને ઊભો કર્યો પરંતુ તેની કાયા શબવત બની ગઇ. નિષ્પ્રાણ હાડપીંજરની,

ફાટી ગયેલી આંખો સમસ્ત બ્રહ્માંડનો પ્રલય કરવા જાણે ઉઘડી ન હોય તેવો જોનારને આભાસ થાય. ડૉકટરે કહ્યું તેનું હૃદય બંધ પડી ગયું છે. નિરાધાર કુટુંબ ભયંકર આક્રંદના પુકારો કરવા લાગ્યું. તેની પત્ની અને વૃદ્ધ માતા માથાં પછાડવા લાગ્યાં. પુત્રો બીચારા દુઃખી થઇ હૈયાફાટ રડવા લાગ્યાં. એ કુટુંબ આઘાતમાં ડૂબ્યું ત્યારે તેને આશ્વાસન આપવા સમાજ જનોને દરકાર નહોતી. ઉંદરે ખોદેલું નિરાંતે ભોરીંગે ભોગવ્યું.

[ ૪ ]

'**ભાઇ આ બધી શાની** સભા મળી છે?' એક ડોસાએ એક યુવાનને પૂછ્યું.

'આજે એક મહાન નવલકથા લેખકની શતાબ્ધિ ઊજવાય છે. તે લેખકે એક 'ગનિયો ગાંડો' નામક સરસ પુસ્તક લખ્યું છે. તેને માટે આ સભા ભરાઇ છે.' યુવાને કહ્યું.

'શું એવી સરસ નવલકથા છે કે જનતા તેના પર આટલી બધી પ્રસન્ન છે?' વૃધ્ધે પૂછ્યું.

'હા તે માટે જ તો આ વિરાટ માનવ મેદની તેનાં ગુણગાન ગાવા અને સ્વર્ગસ્થના આત્માને અંજલિ આપવા ભેગી થઇ છે' યુવકે કહ્યું.

'શું એ નવલકથા એટલી સરસ છે? હેં ભાઇ અને તેણે જ એ લખી હશે?' વૃધ્ધે પૂછ્યું.

'હા, હા, ત્યારે જ તો તેને આ માન મળે છે તે કોઇ બીજાએ લખી હોય તો તેને માન થોડું મળે? એ પુસ્તક તો જનતામાં બહુ વખણાઇને લોકાદર પામ્યુ છે.' યુવકે કહ્યું અને યુવક સભા-મંડપમાં સારી જગ્યા મળે એ આશાએ ચાલ્યો ગયો.

વૃદ્ધ પણ એ જોવા માટે સભાના એક ખૂણામાં બેઠો. તેનાં નેત્રોના ખૂણામાં બે અશ્રુબિન્દુ ચમકારા મારતાં હતાં, તેના હૃદયપટ પર ભૂતકાળ ઘોળાવા લાગ્યો. પોતાના પિતાએ અમાપ મહેનતે લખેલા પુસ્તકનો જશ બીજી વ્યક્તિને મળતો જોઇ તેનો આત્મા ઊંડી ઊંડી ચીંતા, વ્યગ્રતા અનુભવવા લાગ્યો. આખી જીંદગી ખંત, ઉત્સાહ અને રાત્રિભરના ઉજાગરા વેઠી લખેલાં પુસ્તકનો જશ બીજો ખાટે છે એ ખ્યાલે એ વૃદ્ધ કંપ્યો. તેના પિતા જ્યારે હૃદય બંધ થઇ જવાથી પડી ગયા એ વખતે પોતાની બાળવય, પંદર વર્ષની કુમળી ઉમર, તેનું નિરાધાર કુટુંબ કેવો વિષાદ અનુભવી રહ્યું હતું એ દૃશ્ય તેની દૃષ્ટિ સમીપ ખડું થયું. તેનું મગજ ભ્રમિત બની ભૂતકાળના વિચારમાં તદ્રૂપ બન્યું. સભાનું કામકાજ શરૂ થઇને લગભગ પૂરૂં થવા આવ્યું. તેણે એ સભામાં શું બન્યું તે કંઇ ન જાણ્યું. વિચારોની પરંપરામાં તેનું દિલ ઝૂલતું હતું.

બધા સભાજનો સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છવા અંજલિ આપવા ઊભા થયા. એક પછી એક અંજલિ આપવા લાગ્યા.

દુઃખિત હૃદયે એ વૃદ્ધ ખૂણામાંથી પુકારી ઊઠયો 'ભાઈઓ તેના આત્માની શાન્તિ દરેકે ઇચ્છવી જોઈએ કારણ કે સ્વર્ગમાં તેનો આત્મા કષ્ટથી રિબાય છે, કરેલા ઘોર પાપથી પીડાય છે, પ્રશ્ચાતાપના અગ્નિમાં બળી રહ્યો છે, માટે આપો સહુ અંજલિ અને ઇચ્છો તેની શાન્તિ.'

સભા મંડપ વિખેરાઇ ગયો પરંતુ એ વૃદ્ધના શબ્દો દરેકના કાનમાં ગુંજારવ કરતા હતા. દરેકના હૃદય ઊંડે ઊંડેથી પુકારતા હતા;

નગ્નસત્ય સામે આંખમીંચામણા શાનાં ?

## કોના ખાતે ?

'સાહેબ, મારો પુત્ર તાવની બિમારીથી ધીખી રહ્યો છે કૃપા કરી તેને બચાવો.' આર્ત સ્વરે એક મજૂર જેવા જણાતા માનવીએ ધર્માદા દવાખાનાના ડાકટરને કહ્યું.

'વીઝીટ ફી લાવ્યો છે?' ડૉકટરે રૂવાબથી પૂછ્યું.

'સાહેબ, પૈસા તો નથી' મજૂર દીનમુખે બોલ્યો.

'ત્યારે મને ફુરસદ પણ નથી' ડૉકટરે બેપરવાઇથી જવાબ આપ્યો.

'સાહેબ, લ્યો આ ચાલશે?' મજૂરે ખિસ્સામાંથી એક સોનાની રહી સહી અંતિમ મિલકત સમી માદરડી ડૉકટરના હાથમાં આપી કહ્યું.

'ઠીક, જાવ વાહન લાવો' ડૉકટરે માદરડી ખિસ્સામાં સેરવતા કહ્યું.

'સાહેબ. મારી કોટડી અહીં નજદીક છે. બહુ દૂર નથી કૃપા કરી ચાલતા પધારો.' મજૂર હાથ જોડીને બોલ્યો.

'વાહન વગર નહિ આવી શકાય' ડૉકટરે કેસ લખતાં લખતાં કહ્યું.

'પણ સાહેબ મારી પાસે રાતી પાઈ પણ નથી. બે દિવસથી ભુખ્યા મરીએ છીએ. કૃપા કરી પધારો. મારો બાળક બચેચાા.' રંક રડતી ભાષામાં આંસુ વર્ષાવતાં બોલ્યો.

'બીલકુલ નહિ આવી શકું. વાહન લાવો જાવ.' ડોકટરે ગુસ્સે થઇ કહ્યું.

'સાહેબ મારા પ્યારા બાળને બચાવો, તે તાવથી રિબાઇ રહ્યો છે' મજૂર કરગરી પડયો.

'ગડબડ કરી માથું ન ખાવ. જાવ, 'વાહન લાવો' ડોકટરે કટાણું મુખ કરી કહ્યું.

'સાહેબ વાહનને બદલે મારા ખંભા પર બેસી જાવ' મજૂરે નિરૂપાય બનતાં દીન ભાષામાં કહ્યું.

'સુવર લાગે છે બદમાસ. જા કહું છું કે વાહન લાવ નહિતર ચાલ્યો જા.' ડોકટરે બેરીકરાઇથી ગર્જતા કહ્યું.'

'પણ વાહનવાળાને શું આપું? કૃપા કરી તુરત પધારો. મારો પુત્ર સા...હે...બ.' મજૂર ગળગળો થઇ રડી પડયો.

'જાહન્નમમાં જાય તારો પુત્ર. સાલા બદમાસ.' ડોકટરે કહ્યું.

'સાહેબ મારા પુત્રને બચાવો, આપનો પુત્ર માંદો હોય તો? આપ...

મજૂર વધુ બોલવા જાય છે ત્યાં ડોકટરે જોરથી બરાડી પટાવાળાને હુકમ કર્યો.

'પટાવાળા, આ સાલાને ધક્કો મારી બહાર કાઢ. કમબખ્ત!'

પટાવાળાએ જોસથી એ મજૂરને ધક્કો માર્યો ને ઇસ્પિતાલના દસ પગથિયાથી રડતો રડતો નીચે પાડયો. નીચે આવતા જ પડેલા પથ્થર સાથે તેનું માથું જોરથી અથડાયું અને તેમાં ઊંડો જખમ પડયો. લોહી વહેવા લાગ્યું.

તેનું માથું ફુટી ગયું. એ બેશુદ્ધ–અચેતન બની નીચે પડી રહ્યો.

ડોકટર પાષવી હાસ્યે હસતો અંદર ચાલ્યો ગયો. અન્ય દર્દી કરૂણ મુખે એ દૃષ્ય જોઈ રહ્યા.

(૨)

'બા, મારા બાપુ આવ્યા ?' માંદો બાળક તેની માતાને પૂછતાં અનિમિષ નેત્રે જોઇ રહ્યો.

'ના ભાઇ, સૂઇ જા તારા બાપુ ડાકટરને બોલાવા અને તારા માટે દવા લાવવા ગયા છે. દવા પીશ કે તારો તાવ ઊતરી જશે.' માતાએ બાળકના માથા પર કોમળ કર પંપાળતાં પ્રેમથી કહ્યું.

'દવા નથી પીવી. મને ભૂખ લાગી છે કંઈ ખાવા આપોને.' બાળકે ખાવાની માગણી કરી.

'શું દઉં ભાઈ? ખાવાનું કંઇ નથી.' મા ગાઢ નિસાસો નાખતી બોલી.

'થોડું દૂધ પાશે ?' આશાભરી આંખે તાકતાં બાળકે કહ્યું.

એ શબ્દો સાંભળતાં માતાનું હૃદય રડી ઊઠયું. તેનું જીગર ઘવાયું. તેના નેત્રોમાંથી ટપટપ આંસુ ખરી પડયાં. દીનમુખે બોલી કે...

'ભાઈ હમણાં તારા બાપુ આવશે અને તને દૂધ પાશે.'

'ત્યારે તુંજ લઇ આવીને પાને બા.' બાળકે ઉંહકારા કરતાં કહ્યું. તેનું મુખ ફિક્કું પડી ગયું હતું.

'ભાઇ મારી પાસે તારા માટે દુધ લાવવાના પૈસા નથી.' માતા દીન બની બોલી.

'નહિ બા, મને દૂધ પા નહિતર હું મરી જઈશ.'

બાળકનો કલ્પાંત જોઇ માતાનું હૈયું ફાટી ગયું. તેને લાગ્યું કે કદાચ બાળક મૃત્યુ પામશે તો ? માતાએ પાસેજ પડેલી આટાની

મટકી ખંખેરી બેએક રૂપીઆભાર આટો વાટકામાં કાઢયો. તેમાં થોડું પાણી નાખી ડોઈને બાળકને આપતાં કહ્યું.

'લે ભાઇ, થોડું પીજે હં.'

'હં દૂધ હતુંને કેવી જુઠું બોલી. મને છેતરતી હતી.' આટાના પાણીને દૂધ માની માંદો બાળક ગટગટાવી ગયો. એક તો તાવથી ધખી રહ્યો હોય ને તેમાં આટાનું પાણી પીધું.

ગરીબી એટલે ગુનો. મૂડીદારના કૂતરાને જ્યારે દૂધ મળે છે ત્યારે ગરીબના પુત્ર દૂધ વગર તરફડી આટાનું ધોણુ પીએ છે. માતા બાળકને પોઢાડી બહાર આવે છે.

(૩)

'ઓહ આ શું? મારો ભાઇ કોઇની ઝોળી કરી આ તરફ આવે છે.' બાળકને પોઢાડી બહાર આવતાં જ મોતી તેના ભાઇને ઝોળી સાથે આવતો જોઇ બોલી ઊઠી.

'બહેન ખાટલો પાથર' તેના ભાઇએ આવતાં જ તેની બહેનને કહ્યું.

'અરે આતો મારા પતિ. ! મને અભાગિનીને સ્વપ્ને પણ સુખ નથી.' ખાટલો પાથરતાં મોતી વિલાપ કરવા લાગી.

મોતીના પતિ મકનને તેનો ભાઇ ખાટલા પર પોઢાડે છે.

'ભાઇ તેમને શું થયું? આ માથુ શાને ફૂટયું?' મોતીએ રડતાં રડતાં તેના ભાઇને પૂછયું.

'બહેન હું અને રતનો મજૂરી કરવા ચાલ્યા જતાં હતાં ત્યાં રસ્તામાં દવાખાને અમે મકનને નીચે પડેલો જોયો. ત્યાં તુરત દોડી ગયા. જોયું તો માથામાંથી લોહી વહેતું હતું શરીરમાં કંઈ નહોતું. ત્યાંથી તેને ઝોળી કરીને અમે અહીં લાવ્યા. ત્યાં દવા-

ખાનાના દરદીને પૂછતાં તેઓ કહેતા હતા કે 'ડાકટરની આજ્ઞાથી પટાવાળાએ તેને ધક્કો માર્યો અને તેથી તેની આ દશા થઇ.'

'ઓહ પ્રભુ' કહેતી મોતી ધરણી પર બેભાન થઇ ઢળી પડી.

મકનની ઝોળી કરનાર તેનો સાળો, મોતીનો ભાઇ અને તેનો જોડીદાર રતનો એ કરૂણ દ્રષ્ય જોઇ ગભરાઇ ગયા.

(૪)

'ઓ મા, બાપુ ક્યાં છે ?' કહી બાળક લવવા લાગ્યો. બુઝાઇ જવાની તૈયારી કરતો દિપક જેમ છેલ્લીવાર પ્રકાશ ફેંકે છે તેમ બાળક જોરથી બોલ્યો.

'ભાણા, તારી બા અને બાપુ અહીં સૂતાં છે.' તેના મામાએ કહ્યું.

'ઓહ બા બાપુ...' કહેતાં બાળકનો પ્રાણ આ ફાની જહાંનો ત્યાગ કરી પ્રભુના અમર ધામે પહોંચી ગયો.

મોતીને પાણી છાંટી શુદ્ધિમાં લાવવાનો મિથ્યા પ્રયત્ન તેનો ભાઇ કરવા લાગ્યો. તેને બિચારા અજ્ઞાનને ગમ નહોતી કે તેનું હૃદય એકાએક બંધ પડી ગયું હતું. તેનો પ્રાણ હવે તેના પિંજરમાં નહોતો તે તો તેના બાળક સાથે પ્રભુના ધામમાં સીધાવી હતી.

મકન બેભાનાવસ્થામાં કંઈ લવી રહ્યો હતો. 'ડોકટર કૃપા કરો, મારો બાળક ..મદદ...મદદ...શું ગરીબીએ ગુનો છે ! નહિ જ આવો' તેનો સાળો તેને બોલાવવાનો પ્રયાસ કરવા લાગ્યો પરંતુ તેની વાચા એટલું બોલી તુરત બંધ પડી ગઇ. તેનો શ્વાસ રૂંધાઇ ધીમો પડવા લાગ્યો.

'ઓહ રા...મ' થઇ ચૂક્યું. તેનો અમર આત્મા પણ પ્રભુ-ધામમાં તેના બાળક અને પત્ની પાસે પહોંચી ગયો.

તેનો સાળો અને રતનો એ દૃષ્ય જોઈ રડવા લાગ્યા. ઘડી પહેલાનું હસતું કુટુંબ એકાએક પાયમાલ થતું જોઈ તેનો અંતરાત્મા કકળી ઊઠયો.

સગા સંબંધી જ્ઞાતિલા ભેગા થયા. તેની ઘરની ઘરવખરી વેચી લાકડાં ખરીદવામાં આવે તો પણ એ ત્રણેની અંતિમ ક્રિયા થાય તેમ નહોતું.

તે ત્રણેને કફન વગર સમશાન ભૂમિ પર લઇ ચાલ્યા.

ત્રણે અમરઆત્મા તો પ્રભુના ધામમાં આનંદ કરવા લાગ્યા, પણ ધર્મરાજાના દરબારના ચોપડા લખતાં ચિત્રગુપ્ત જ ફક્ત વિચારમાં પડયાં કે આ ત્રણે મૃત્યુ લખવાં કોના ખાતે?

## તડકા છાંયા

**સમય સમયનું કામ કરે છે, સમય રમત રમનારો;**
**સમયે ભીલના હાથ હણાયો સમય તણો ઘડનારો.**

રમેશચંદ્ર લાખો રૂપિયાનો એક સમયે માલિક હતો. રહેવા માટે મહેલ હતા, વાડી ગાડી ને બંગલા હતા. પોતાની માલિકીની એક મિલ હતી. વૈભવના સર્વે સાધન હતા. તેના વૈભવની ઇર્ષા ભલભલાને થતી.

રમેશને મિલ સાથે મોટું કોટન બીઝનેશ હતું. અને ભાગ્યવસાત રૂમાં મોટી નુકશાની આવી.

મિલ મિલકત સાથે એ મોટી ખોટમાં બધું ચાલ્યું ગયું. લેણદારો પડાપડી કરવા લાગ્યા અને રમેશને છેવટે નાદારી નોંધાવવી પડી. આ પરિસ્થિતિમાં તેનું મગજ અસ્થિર બની ગયું.

રમેશની પત્ની વીરબાળા સુશિક્ષિત કેળવાયેલ યુવતી હતી, તે તેના નાના બાળક સુરેશને લઈ તેના પિયર ચાલી ગઇ હતી. પાછળથી રમેશે મોટું બીઝનેસ કર્યું અને તેમાં નાદાર થવાનો સમય આવ્યો.

રમેશની હાલત ઘણી કરૂણ બની. લાખોનો માલિક ભીખારી બન્યો-બેહાલ બન્યો.

સમયની ગતી જ એવી વિચિત્ર છે કે તેમાં ડાહ્યા માણસની બુદ્ધિ પણ કામ આવતી નથી. સમય સમયનું કામ કર્યે જાય છે.

શેઠ રમેશ નાદાર થયા. તેઓ એક પાઇની પણ મિલકત રાખી શકયા નહિ તે જે થયું તે બોલ્યાચાલ્યા વગર જોઇ રહ્યા.

સારા સમયમાં હજારો દુશ્મનો મિત્રો થવા આવે છે જ્યારે સમય પલટો ખાય છે ત્યારે અંગત મિત્રો પણ દુશ્મન બને છે.

મિત્ર દુશ્મન અને દુશ્મન મિત્ર બને એ પણ સમયની બલિહારી છે.

નાદાર થયા પછી રમેશને પાંચમે દિવસે કંઇક સ્ફૂર્તિ આવી. કદાચ વધુ સમય એ સ્થિતિમાં રહ્યા હોત તો દરેક તેને 'હાર્ટફેઇલ' થવાની રાહ જોઈ રહ્યા હતા. પરંતુ તેના મુનીમના આશ્વાસનથી અને બીજાના દાખલાઓ જોઇ જીવનમાં તે ધીરજ રાખી શકયા.

રમેશ નિરાશ થઈ અલબેલી મુંબઇને છેલ્લી સલામ કરી ત્રણ કપડાંભેર વતન આવવા ઉપડયો. ટીકિટના પૈસા મુનીમ પાસેથી લીધા.

પોતે જે મહાલયોમાં માણ્યો હતો, જે મિલમાં સ્વતંત્ર રહી કામની દેખરેખ રાખતો, જે હજારોની સલામો ઝીલતો, તે આજે મોજશોખના સાધનો બીજા પાસે જોતાં તેનું દિલ અકથ્ય આઘાત અનુભવી રહ્યું હતું. ધનનું તેજ ઊડી જતાં મુખ પરની લાલાશ ઊડી ગઈ અને શ્યામતા પથરાઇ. એક વારનો લાખોપતિ ભીખારી હાલે ટ્રેઇનમાં બેઠો.

વતનમાં પોતાની સ્થિતિના ખબર તેની પત્નીને અને બહેન રંભાને આપવામાં આવ્યા હતાં.

રમેશનો બનેવી કાઠિયાવાડના એક દેશી રજવાડામાં ન્યાયાધિશની નોકરી કરતો હતો.

પોતાના વતનમાં જતાં રસ્તામાં બહેનને મળવા જવાની રમેશને વૃત્તિ થઇ. કારણ કે તેણે પોતાના સારા સમયમાં બહેનને ઘણી મદદ આપી હતી અને બહેન બનેવીનો તેની પર ચાહ સારો હતો। અત્યાર-

નવાર તેડાવવાના પ્રેમભર્યા પત્રો આવતાં હતાં. પરંતુ ત્યારે તેને જવાની ફુરસદ નહોતી. માટે આ વખતે ઊતરી જવા વિચાર કર્યો. સ્ટેશન પરથી ઊતરી બેનને ત્યાં જવા પગે ચાલી રવાના થયો.

વીરબાળાને પતિની બેહાલીના સમાચાર મળતાં જ જાણે માથે આભ કેમ તૂટી ન પડયું હોય તેમ થયું. તે ચોધાર આંસુ પાડી રડવા લાગી. પોતાના પતિની કરૂણ હાલતની કલ્પના તેને વધુ ને વધુ દુઃખી કરવા લાગી. તેની છાતી ધડકવા લાગી. ઘડીમાં તો તે શુદ્ધિ ગુમાવી બેઠી. બેશુદ્ધ થઈ ધરણી પર ઢળી પડી.

તેના સમસ્ત શરીરના રૂંવાડે રૂંવાડે જાણે આગ કેમ ન સળગતી હોય તેવું તે અનુભવી રહી. તેના પિતા માતા ભાઇ બધા મૂંઝાઇ ગયા. તુરતા તુરત ડોકટરને બોલાવવામાં આવ્યા. બિચારો પાંચ વર્ષનો નિર્દોશ સુરેશ આ બધું શું થઇ રહ્યું છે એમ વિચારી અનિમિષ નેત્રે જોઇ રહ્યો. અને રડતાં રડતાં તેની માતા પાસે બોલવા લાગ્યો:

'બા તું કેમ બોલતી નથી? હેં મા, કહેને મારા ભાઇ પાસે જવું છે, ચાલને આપણે ત્યાં જઇએ.' એવા કરુણ શબ્દો બોલી આસપાસ ઊભેલા કુટુંબીઓને રડાવા લાગ્યો.

ઓરડાની અંદર પ્રસરેલ કરુણતાથી દરેકના હૃદય ગમગીની અનુભવી રહ્યા.

ડોકટરે આવી વીરબાળાને તપાસી કહ્યું, 'હૃદયમાં આઘાત લાગવાથી હીસ્ટરીયા થઇ ગયો છે. કંઇ ફીકર ચિંતા કરવા જેવું નથી.' દવાની શીશી લાવી સુંઘાડવાથી થોડીવારે એને ચેતન આવ્યું.

તેને આશ્વાસન ભર્યા શબ્દોએ દરેક સમજાવવાં લાગ્યાં. 'જીવતાં હોઇએ તો એ બધું ફરી મળે.' એવા એવા લોકઉપયોગી સૂત્રોનો ઉપયોગ થવા લાગ્યો.

પતિ પ્રેમી પ્રેમદાનું હૃદય પુકારવા લાગ્યું–'મને ગમે તેટલા દુઃખો આવે પણ મારા નાથને સુખ થાય, એવી પ્રભુ પ્રત્યે સદાય મારી પ્રાર્થના છે.'

દરેકના હૃદય શાંત થયાં. 'દુઃખનું ઓસડ દહાડા' એ સૂત્રાનુસાર થોડું થોડું દુઃખ ઓછું થવા લાગ્યું. પરંતુ જ્યાં પતિની બાદશાહી સંભારે ત્યારે તો હૃદય અકથ્ય વેદનાથી અગ્નિમાં બળવા લાગે અને જાણે જીવ ચાલ્યો જશે કે શું તેમ જણાય, મુંઝારો અનુભવે.

રમેશ દેશમાં આવે છે એવો તેનો પત્ર વીરબાળાના પિતા પર આવ્યો.

રમેશ પણ ત્યાંનો વતની હતો. એટલે તેનું મકાન સાફસુફ કરાવવાની વીરબાળાના પિતાએ તજવીજ કરી.

વતનના મકાન વીરબાળાના નામ પર હતા તેથી લેણદારોની કનડગતનો ભય નહોતો. વળી વીરબાળા પણ સારા સમયમાં વતનમાં આવેલ હોઇ સાથે હજારેક રૂપિયા અને ત્રણ ચાર હજારનું ઘરેણું લાવી હતી.

સારા સમયમાં તેટલી રકમ તો રમેશના ખિસ્સામાં રોજ પડી રહેતી. ત્યારે તો ધનની નદીઓ તેની તિજોરી રૂપી મહાસાગરમાં ઊભરાતી.

અને અત્યારે તો એ ત્રણચાર લાખો કરતાં પણ વધુ કિંમતી હતા.

વીરબાળા પોતાને ઘેર આવી પતિની રાહ જોવા લાગી. નિર્દોષ સુરેશ તો શેરીના છોકરાઓ સાથે આનંદભેર ભમરડો ફેરવવા લાગ્યો. તેને બિચારાને શું ખબર કે ભમરડો ફરે છે તેમ જ સમય પણ ફરે છે!

૩

રમેશની પાયમાલીના ખબર મળ્યા પછી બેન રંભાએ ધાર્યું કે રમેશ કાયમ માટે નીભાવ કરવા આવશે તો! અને તેની એ

આગાહી સત્ય પડતી હોય તેમ રમેશ વેદના ભર્યા હૈયે બહેનના ઘરના આંગણામાં પ્રવેશ્યો. જાણે કેમ સર્વત્ર સ્મશાનની શાંતિ પોતાના પ્રવેશ સાથે જ ન પ્રસરી હોય તેમ તેને લાગ્યું. પહેલાં આવતો ત્યારે સૂર્ય જેવી તેજસ્વીતા સર્વત્ર ચમકતી અત્યારે અમાવાસ્યા જેવો અંધકાર કાં ?—હા સમય !

બહેને નહિ ચાલતાં કટાણું મુખ કરી આવકાર આપ્યો. બનેવીએ મુખ મચકોડી પૂછ્યું–' શું નાદાર થઈ ગયા ?'

રમેશને શું જવાબ દેવો તે ન સૂઝયો. લાખોપતિ મિલમાલિક હતો એ વખતનું સ્વમાન તેના મુખ પર ધસી આવ્યું. આવું અપમાન થશે એવી રમેશને કલ્પના પણ નહોતી. આશ્વાસન અને આવકાર તો બાજુ પર રહ્યા પણ સામી મશ્કરી, પડતા પર પાટુ ! પરંતુ તે કડવો ઘૂંટડો પી ગયો. કારણ ? જેવો સમય. નિશ્વાસ નાખતા હૈયે જવાબ આપ્યો.

' હા, નાદાર થયો, પાયમાલ થયો.' રમેશને ભૂતકાળનો એક પ્રસંગ સાંભરી આવ્યો.

પોતાના સારા સમયમાં અનેકવાર બહેનનો મહેમાન બન્યો હતો. અને તે વખતે તેનું સન્માન અપૂર્વ સચવાયું હતું અને આજે ધરતી માર્ગ આપતી હોય તો દટાઇ જવું તેમ થતું હતું.

એ વખતે તો બહેન બોલતી ' મારો ભાઇ આવ્યો છે.' કહી કહીને તેની જીભ સુકાતી, ત્યારે અત્યારે ભાઇ કહેતાં પણ જીભ થોથરાય છે !

ત્યારે બનેવી અડધો અડધો થઇ જતો હતો, તેના માટે દરેક કાર્ય પડતા મુકી તત્પર બનતો. તેને રાજા સાહેબની મુલાકાત કરાવતો. ગાડી ઘોડામાં ફેરવી મોજમજાહ કરાવી આનંદ આપતો.

આનંદ પામે તેવું યોજતો. એ વખતે મકાનના પથ્થરો પણ તેનું થતું સન્માન જોઈને હસતા, ત્યારે અત્યારે ધરતી માકારો ભણતી હતી.

સમય માનવીની કેવી દશા કરે છે? લાખોના માલિકને પળવારમાં ભીખારી બનાવે છે. એ સૂત્ર રમેશને અત્યારે જ જણાયું. એ સન્માન અને માન, એ આવકાર અને મહેમાનગીરી પોતાને નહિ પણ પૈસાને થતી એમ સમજ્યો.

પોતે એજ હતો. બેન બનેવી એજ હતાં. મકાન એજ હતું પણ સમય ફર્યો હતો.

પહેલાં આવ્યો ત્યારે તેના માટે મિષ્ટાન બન્યા હતા. ગામના પ્રતિષ્ઠિત શેઠિયા મળવા આવતા હતા અને અત્યારે કાગડા કર્કશ સૂરે બોલતા હતા.

બનેવીને ત્યાં એક પૈસાદાર મહેમાન હતો. તેના માટેની સરભરા થતી જોઇ રમેશનાં નેત્રોમાં આંસુ આવ્યાં. પોતાને માટે બહેન કે બનેવીએ ટાઢા પાણીનો લોટો મૂકવાની પણ દરકાર ન કરી. કારણ એ કંગાળની કોને દરકાર હોય? પહેલા આવ્યો ત્યારે ભાણેજના હાથમાં હજારની નોટ આપતો હતો; પરંતુ અત્યારે તો તે ટીકીટના પૈસા માગશે તેવી બીક હતી.

રાત્રિ પડતાં જમવા બેઠા. બનેવી મહેમાન અને પોતે બધાંને ભોજન પિરસાયું. રમેશની આંખે અંધારા આવ્યા. રૂંવાડે રૂંવાડે વીંછી કેમ ડંખ ન દેતો હોય તેવી કાળી બળતરા થઇ. અગ્નિ જેવી વેદના અનુભવી. પહેલા આવ્યો ત્યારે કેટલા આગ્રહથી પીરસાતું અને અત્યારે?

અત્યારે ન સહી શકાય તેવું અપમાન થયું હતું; પરંતુ અન્નદેવને તરછોડી ઊભા થવું તેને યોગ્ય ન લાગ્યું. રમેશ એક કોળિયો

ભરી હાથ ધોઇ નાખી ઊભો થઈ ગયો...મુખ પર પાણી છાંટી આંસુ છૂપાવ્યાં; પરંતુ તેનું કારણ શું? તેનું કારણ હતું: સગી બહેને પોતાના ભાણામાં બપોરનો ટાઢો રોટલો પીરસ્યો હતો. થોડું અથાણું અને છાશ. ત્યારે બનેવી અને મહેમાન માટે પૂરી, શાક અને દૂધ મુકાયાં હતાં.

બહેન, બનેવીને કહ્યા સિવાય રમેશ સીધો સ્ટેશન પર ચાલ્યો આવ્યો, ને રાતની ગાડીની રાહ જોતો ત્યાં જ સૂઇ રહ્યો.

(૪)

હૈયાના ચુરા થઈ રહ્યા હતા. પગ લથડતા હતા. બહેને કરેલ અપમાનથી તેને એટલું બધું દુઃખ થયું હતું કે તેટલું દુઃખ તેની કંગાળ હાલત થતાં પણ નહોતું થયું.

વીલે મોઢે એ ઘેર આવ્યો. દેવી સ્વરૂપ વીરબાળાનું મુખ જોતાંજ, તેના પ્રેમભર્યા, આશ્વાસનભર્યા શબ્દો સાંભળતાં જ તેનું દુઃખ અદ્રષ્ય થયું કેમ જાણે કાળરાત્રિ વીતિ ગયા પછી સૂર્યદર્શને મન પ્રફૂલ્લ બને છે તેમ તેનું હૃદય પ્રફુલ્લ બન્યું.

સુરેશ તો 'ભાઈ આવ્યા, ભાઇ આવ્યા' કહી તેની કોટે વળગી પડયો અને કહેવા લાગ્યો: 'મારા માટે શું લાવ્યા? રમકડાં કે મીઠાઇ?' એ શબ્દો સાંભળી રમેશ રડી પડયો. શાણી વીરબાળાએ પતિને ગત સમયને ભુલી જઇ, આવ્યો સમય નિભાવી લેવા વિનંતી કરી.

અત્યારે રમેશ–વીરબાળાની જોડી પૂર્ણ સુખ ભોગવે છે, પહેલાં કરતાં વધુ સુખી છે. નાનો સુરેશ સ્કૂલે જઈ અભ્યાસ કરે છે. માતા-પિતા બાળકના કોડ પુરા કરે છે.

સમયના તડકા છાંયા કેટલા અજબ હોય છે!

## જીવન-મેળ

'હવે આને અહીંથી દૂર કાઢી મૂકને, નહિતર મને ખાવું પણ નહિ ભાવે ' એક બાર વરસના બાળકે જમવા બેસતાં ભોજન પીરસતી તેની માતાને એક પાંચ છ વરસની ગંદી છોકરી તરફ અંગુલી નિર્દેષ કરતાં કહ્યું.

છોડી કદરૂપી નહોતી; પરંતુ બાળપણ હંમેશાં મસ્ત હોય છે. તદનુસાર બાળાના શરીર પર ધૂળના અને મેલના ગંદા ડાઘ લાગવાને અંગે અને નાકમાંથી શેડા નિકળતા હોવાથી તેમ જ શિરપરના ગૂંચળાવાળા વાળની લટમાં ધૂળ ભરાયલી હોવાને અંગે સુઘરીના માળા જેવું માથું લાગતું! સમસ્ત કાયા ધૂળથી રગદોળાઇ ગઇ હોવાને અંગે જ નગીનને સૂગ ચડી હતી. ઉઘાડુ ગંદુ અંગ જમવા બેસતી વખતે જોઇ તેને તે તરફ તિરસ્કાર છૂટયો અને તેણે તેને દૂર કરવા તેની માતાને કહ્યું.

'બેટા, એ તો બહેન સાથે રમવા આવી છે. તને શું નડે છે? તું તારે છાનોમાનો જમને' માતાએ કહ્યું.

'બા, એ નહિ ચાલે તેને અહીંથી મારી નજર સામેથી દૂર કાઢ, પછી જ હું જમીશ' નગીને કહ્યું.

'પણ ભાઇ, આવી ટેવ તને શું પડી ગઇ છે?' માતાએ થાળી પિરસતાં કહ્યું.

'કાઢે છે કે નહિ? નિશાળેથી કંટાળી ઘેર આવીએ તો સુખે જમવાની પણ નિરાંત નહિ?' નગીને કંટાળાભરેલ મુખે કહ્યું.

'પ્રેમી, બેટા. તું હમણા તારે ઘેર જા, પછી રમવા આવજે હું બાપુ.' કહેતાં તેનો હાથ પકડી માતાએ તેના ઘર તરફ વિદાય કરી.

નિર્દોષ બાળા કંઇ સમજી નહિ. તે તો આવી હતી તેમજ ચાલી ગઇ.

'એ તારો હાથ ધોઈ નાખ તે પછી જ તું થાળીને અડજે' નગીને બૂમ મારતાં કહ્યું.

'બહુ ચોખ્ખલો! બિચારી છોકરીને જોઈ સુગ ચડે છે ખરું? આટલું બધું ડહાપણ શું તું નિશાળમાં ભણે છે? જાણે મોટો રાજા કેમ હોય?' માતાએ હાથ ધોઈ જમણ પિરસ્યું. નગીન કંઇ પણ નહિ બોલતાં જમવા લાગ્યો.

જમીને નિશાળે ગયો. નગીન હજુ બાર વરસનો હતો; પરંતુ તેના વિચાર ઘણા ઊંચા હતા. ભણુવામાં એ એટલો બધો હોંશિયાર હતો, કે માસ્તર પણ તેના પર આફ્રિન હતા. તેને નિશાળમાં ફી માફી હતી અને પાંચ રૂપિયા સ્કોલરશીપ મળતી હતી.

નગીન જેવો ભણુવે ભડ હતો, તેવોજ રમવામાં પણ હોંશિયાર હતો. તરવામાં ને ક્રિકેટમાં તે એક્કો હતો. અખાડામાં જઇ મગદળ ફેરવતો અને એવા તો અનેક કસરતના પ્રયોગો કરતો. આથી શાળામાં તે દરેકને પ્રિય થઇ પડયો હતો.

પ્રેમીનો ગંદો દેહ જોઇ તેને તિરસ્કાર છૂટયો હતો અને એ દૃશ્ય તેની નજરમાં કોતરાઈ રહ્યું હતું. પ્રેમીના અંગની બેદરકારી અને તેનું મલિન ડાઘાવાળું શરીર દૃષ્ટિ સમક્ષથી તે દૂર કરતો; પરંતુ તે વધુ ને વધુ પ્રત્યક્ષ થતું અને તેને કંટાળો ઉત્પન્ન કરતું.

તેણે દૃઢ નિશ્ચય કર્યો કે હવે હું જમતો હોઉં અને આવે તો એવી લગાવું, કે ઘરમાં ફરી પગ મૂકે નહિ.

પરંતુ એ ઇચ્છા તેની બર આવી નહિ. પ્રેમી તેને જોઈને જ દૂર ભાગતી.

( ૨ )

નગીન પાંચમી અંગ્રેજી પુરી કરી બાજુના એક શહેરની હાઈસ્કૂલમાં દાખલ થયો અને બોર્ડીંગમાં રહી અભ્યાસ વધાર્યો.

નગીનનો અભ્યાસ ત્યાં પણ દરેકને પ્રિય થઈ પડયો.

તેની બુદ્ધિ ચાતુર્યથી શાળાના વિદ્યાર્થીઓ અને માસ્તર તેના તરફ માયાળું વર્તન ચલાવતા.

નગીન મેટ્રીકમાં પહેલે નંબરે પાસ થયો અને વધુ અભ્યાસ માટે ૨૫ રૂપિયા સ્કોલરશીપ લઇ ઘેર આવ્યો.

તેના પિતા-માતા એની હોશિયારી અને ભણવાની કાળજી જોઇ રાજી થયા અને પોતાના પુત્રને જોઈ આનંદ પામ્યા.

સાંજના નગીન ફરવા જવા માટે મકાનની મેડી પરથી નીચે ઊતર્યો.

તેની માતા ઓસરીમાં બેસી તોરણ પરોવતા હતા અને તેની બેન બેચાર બાળાઓ સાથે રમતી હતી. તેમાં પ્રેમી પણ રમવા આવી હતી. પ્રેમીની ઉંમર ૧૦ વરસની થવા આવી હતી. હવે પહેલા જેવી એ ગંદી નહોતી; છતાં તે નગીનની દૃષ્ટિએ પડતા તેને પાંચ વરસ પહેલાનું દશ્ય ખડું થયું, અને તે મુખ મચકોડતો માતાને પૂછવા લાગ્યો.

'બા, આ પેલી જ ગંદી છોડીને ?'

'હા બેટા, એજ જગુભાઇની પ્રેમી કે જે જોઇને તને કંટાળો આવ્યો હતો તે દિવસે જમતાં જમતાં.' તેની માતાએ ન્યાયભરી નજર પ્રેમી પર ફેંકતાં કહ્યું.

નગીન કંઇ નહિ બોલતાં ફરવા ચાલ્યો. બહાર દૂર દૂર નદી કિનારે ચાલ્યો, અને પછી મુલાયમ રેતીમાં પાસે કોટ અને ટોપી ઉતારી સૂઇ ગયો.

તેનું તરંગી મન કલ્પના હિંડોળે ચડયું. તેના કુમળા દિલમાં અનેક વિચારોની–કલ્પનાની પરંપરા એક પછી એક ખડી થવા લાગી. ઉપસ્થિત થતા દેખાવો તેની દષ્ટિ સમક્ષ ભાવિના પ્રશ્નો ચર્ચવા લાગ્યા, અ કલ્પના દશ્યો તેનું તરંગી મન વિચારોના હિંડોળે ઝુલવા લાગ્યું.

વધુ અભ્યાસ માટે જાણે પુના ગયો અને ત્યાં પણ દરેકનો ચાહ મેળવ્યો. રમતગમતમાં મોટા ઇનામો મેળવ્યાં. કોલેજની ઉંચી એવી ડીગ્રી પણ મળી ત્યાર પછી એક મોટા ગૃહસ્થના પુત્ર સાથે નગીનની દોસ્તી થઇ. સદ્‌ભાગ્યે તેની જ પેઢીમાં નગીન મોટા પગારે નોકરીમાં રહી ગયો. એક દિવસ એની આંખ આગળ પ્રિયાની કલ્પના આવી ઊભી; એ પ્રિયાની મુર્તિ પાસે જ પૂર્વે જોયેલી પ્રેમીની ગંદી કાયા ઊભી હોય એમ જોયું અને કપલ્ના સરી ગઇ. પોતાની આકાંક્ષા કયારે સિદ્ધ થાય એવા વિચારે પાછું મન ડોલાં ખાવા લાગ્યું. એવા શેખચલ્લીના વિચારો દોડાવતો નગીન નદીની રેતમાં આડો પડયો હતો.

અશુંમાલિ પોતાની છેલ્લી રક્ત પ્રભા અસ્તાચળમાં છૂપાવે છે અને દેવી સંધ્યા પોતાના નવરંગે આકાશમાં ખીલી ઊઠે છે. સંધ્યાના

રંગ જેવા રંગવાળી પોતાને પ્રિયત્તમા મળે? આહ, પછી શું કમીના સુખની?

સંધ્યાના રંગ નદી ઝીલે છે. નગીનના મુખ પર પણ રંગ પથરાય છે. પૃથ્વી પણ સૌંદર્યે ઉભરાય છે. પંખીઓ પણ પોતાની કલ્પના સાચી છે તેની આગાહી આપતા આનંદે નાચી ઉઠી મધુર ગીત ગાય છે.

સરીતા પણ તેમાં સહમત થતી ધીમું ધીમું ગર્જન કરતી વહન કરે છે. વૃક્ષો પણ તેની સાક્ષી પૂરતા પાંદડા દ્વારા ખડ...ખડ હસી ઉઠે છે. આ બધા દશ્યો જોઇ નગીનના હૃદયમાં અનેરા આનંદના પૂર વહેવા લાગ્યા.

બહુ મોડું થઇ જવાથી નગીન ઘર તરફ ચાલ્યો.

બીજે દિવસે પુના જવાનું હોવાથી પોતાની સાથે લઈ જવાની ઉપયોગી ચીજો બાંધી અને નિરાંતે રાત્રિ પડતાં સૂતો.

૩

આજે સર્વત્ર આનંદ આનંદ છવાઈ રહ્યો છે. નગીન પુનાથી અભ્યાસ કરી ડીગ્રી લઇને ખૂબ માન સાથે આવ્યો છે.

તેના માતાપિતાને ખૂબ આનંદ થયો છે. નગીનને જોઇ સંતોષની લાગણી અનુભવે છે.

આજે તેના માનમાં જગુભાઇ તરફથી જમવાનું નોતરૂં આવ્યું છે.

નગીન તેના મિત્રોના અભિનંદન ઝીલતો મેડી પર દિવાનખાનામાં બેઠો છે, અને પોતાના ભણતર વિષયક વાતચીત કરતો મુખ મલકાવતો આત્મસંતોષની લાગણી અનુભવે છે.

નદીની મુલાયમ રેતી પર કરેલી કલ્પના સિદ્ધ થતી જોઇ આનંદ ઉદધિમાં સ્નાન કરતો હોય તેમ તે અનુભવવા લાગ્યો. ખરેખર ભૂતકાળમાં શેખચલ્લીના વિચાર કરેલ ભવિષ્યની દૃષ્ટિ બની શકે છે પરંતુ તેમાં પુરૂષાર્થની જરૂર હોય છે. તદન વિચારોથી કાર્ય સિદ્ધ થતું નથી.

નગીન મિત્રો સાથે આનંદમાં બેઠો હતો. જગુભાઇ જમવાનું તૈયાર થતાં જમવા તેડવા આવ્યા. મિત્રો સહિત નગીનને જમવા જવાનું હતું. બધા જમવા ગયા અને પાટલા પર ભોજન લેવા બેઠા.

ભોજનમાં સુંદર મીઠાઇ બનાવવામાં આવી હતી.

પ્રેમીલાની ઉમર અત્યારે યૌવનમાં ઝોલા ખાતી હતી. તેની દેહકળા વિકસિત બની અપૂર્વ ખીલી ઉઠી હતી. તેના અંગે અંગમાંથી સૌંદર્ય કૂદકા મારી જોનારની છાતીને તીરની જેમ ભેદી નાંખતું હતું.

નગીનની દૃષ્ટિ તેના સામે ઠરી તે તેને જુદા જ રૂપમાં જણાઇ.

બાળ વયમાં જે પ્રેમીને જોઇ જમવું ભાવે નહિ એમ ઇચ્છતો હતો તેના હાથથી પીરસેલી રસોઇ જમવા નગીન ઉત્સુક બન્યો.

પ્રેમીલા સૌન્દર્યમાં બહેકી રહી હતી. તેનાં વાળ, ઓળવાની છટા, તેના મુખ પરની યૌવન લાલાશ, તેના નાકને શોભાવતી હીરાની ચુક, તેના વસ્ત્રો પહેરવાની ઢબ અને આભુષણોની છટા ખરેખર કોઇ પણ જોનાર યુવકને મુગ્ધ કરે તેવી હતી.

નગીને રેતીના પટમાં સૂતાં સૂતાં ઘડેલ કલ્મનામૂર્તિ અને અત્યારની પ્રેમીલામાં કંઇ ફેર નહોતો. પાછલી હકીકત એ ભૂલી જવા મથવા લાગ્યો. ભોજન પિરસાયું અને એ પ્રેમીલા એ જ પિરસ્યું. નગીન હંમેશના ખોરાક કરતાં બમણું જમ્યો. મિત્રો આડકતરી રીતે તેની મશ્કરી કરતા હતા.

જમીને એ ઘેર આવ્યો. માતાએ પૂછ્યું; 'કેમ નગીન રસોઈ કેવી હતી ?'

'બા, પહેલાની ગંદી પ્રેમી હવે નથી, અત્યારે તો એ બહુ સુધરી ગઇ છે. તેની રસોઇ પણ સુંદર હતી.'

માતાએ પૂછ્યું: 'ત્યારે બેટા, કાયમ તેની રસોઇ જમવાનો વિચાર છે ?'

નગીનના મુખ પર લાલાશ આવી. હસીને તે ચાલ્યો ગયો. તેની માતા એ હા કહે છે એમ ધારી તેના લગ્ન પ્રેમીલા સાથે યોજ્યા.

પ્રેમીલા ને નગીન પરણ્યા. પ્રભુતામાં પગલા માંડયાની પહેલી જ રાત્રીએ પ્રિયતમને ભેટવા પ્રિયવદના ચાલી. ઝાંઝરનાં ઝણકારે નગીનના દેહમાં પણ ઝણઝણાટી ઊઠી. તે સામો ગયો. પ્રેમીલા શયનગૃહના દ્વારે દાખલ થતાં બોલ્યો, 'પધારો મારા હૃદયેશ્વરી...'

'ના...ના,' પ્રેમીલા અધવચ્ચે જ બોલી.

'અરે, હું તો પેલી ગંદારી પ્રે...મી'

'તોય, મા...રી' કહેતા નગીન તેને ચુંબને નવરાવતો અંદર તેડી ગયો.

બન્નેના હાસ્યથી ઓરડો વધારે તેજસ્વી બની ઊઠયો.



# ગૃહ પુસ્તકાલય સેટ

[ કિંમત રૂપિયા દસ ]

**સંસ્કારી** કુટુમ્બોમાં સ્ત્રીઓને, બાળકોને, યુવાનોને પ્રૌઢોને અને વૃદ્ધોને એમ દરેક ને રસમય વાચન મળે એ ઉદ્દેશે આ સેટની રચના કરવામાં આવી છે. આ સેટમાં ગુજરાતના આગેવાન લેખકો અને લેખિકા બહેનોના સહકારે તયાર થયેલ નવલકથા, નવલિકાઓ, નાટીકાઓ, લેખો, કાવ્યો, બાળ સાહિત્ય, સ્ત્રી ઉપયોગી અને પ્રકિર્ણ વિધવિધ શિષ્ટ વાચનના દળદાર પુસ્તકો છે. એમાં રસમય સાહિત્યની સજાવટ છે.

**લોકમાન્ય** પ્રતિષ્ઠિત સજ્જનો અને સન્નારીઓ, જાહેર સંસ્થાઓ, વાંચનાલયો અને રાજ્યોએ આ પુસ્તકોના સેટને સદ્‌ભાવથી સત્કાર્યા છે.

## સેટની ટૂંકી વિગતો

**સૌભાગ્ય :** બહેનોનો બહેનો માટેનો સંગ્રહ. સંપાદીકા સૌ. ધનિષ્ઠાબહેન મજમુદાર,પ્રસ્તાવના સૌ. શ્રીમતીબાળા મજમુદાર. ચિત્ર કુ. ઝીન્ના મુનશી.

**અભિપ્રાય :** આપણી કોલેજ સુધી પહોંચેલી બહેનો માટે કે ગામડાંનું થોડું ઘણું શિક્ષણ પામેલી બહેનોને માટે આ સંગ્રહનું વાચન પ્રેરણામય બનશે.

૧૨-૧-૧૯૪૧. જયભારત

**યુગચિત્ર :** મહાગુજરાતના સુપ્રસિદ્ધ લેખકોના સહકારે પ્રકટ થયેલ અનુપમ સંગ્રહ ચિત્ર. શ્રી. કનુ દેશાઈ.

**અભિપ્રાય :** ઉત્સાહી યુવાન લેખક શ્રી. ધૈર્યચન્દ્ર બુદ્ધના પ્રયાસથી અસ્તિત્વમાં આવેલા સ્વાશ્રયી લેખક મંડળનું આ બીજું પ્રકાશન છે. અનેક રસમય સામગ્રીનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. રવિવાર

**જીવન રસ :** સમર્થ લેખકોની રસભરી કલમે તૈયાર થયેલ કલાત્મક નવલિકાઓનો સંગ્રહ, ચિત્ર શ્રી. કનુ દેશાઇ.

**અભિપ્રાય :** ટૂંકી વાર્તાઓનો સંગ્રહ સુંદર અને સુવાચ્ય છે. લેખકો પણ કેટલું સરસ લખે છે તે આ સંગ્રહ બતાવે છે. આવાં

પ્રકાશનોની આપણાં સાહિત્યને જરૂર છે. આમાં વીશ વાર્તાઓ આપવામાં આવી છે. **સાંજવર્તમાન**

**ઊર્મિ** : નવયુગના કવિઓએ રચેલા અદ્દ્ભૂત કાવ્યોનો રસથાળ હૃદયના તારને ઝણઝણાવે છે. ત્રિરંગી કવર ચિત્ર શ્રી. કનુ દેશાઇ.

**અપ્સરા અને બીજાં નાટકો** : જાણીતા લેખક શ્રી. ઈન્દુલાલ ગાંધીનાં નવા નાટકો શ્રી. કનુ દેશાઇના દ્વિરંગી કવર ચિત્ર સાથે.

**ઉન્નતિનો માર્ગ યાને ગૌસંવર્ધન** : રાષ્ટ્રીય સામાજિક શારીરિક અને આત્મિક ઉન્નતિનો મહામંત્ર ને ગૌસંવર્ધનના સંખ્યાબંધ ચિત્રો અને માહિતીઓ સાથે સાડા ત્રણસો પેજના ગ્રંથમાં સિદ્ધ થાય છે.

**અભિપ્રાય** : ગાય માતાનું સાચું માતાપણું પૂરવાર કરનાર આ પહેલુંવહેલું પુસ્તક આપણી આંખોને ઉઘાડી નાખે છે. ગામડે ગામડે ને રાજ્યે રાજ્યે, હવેલીઓમાં અને મંદિરોમાં, આશ્રમોમાં અને સંસ્થાઓમાં આ ચોપડીનું જ્ઞાન પહોંચવું જોઇએ. **જન્મભૂમિ**

**ગુંજન** જાણીતા લેખક શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધના રચેલા સુલલિત બાળગીતોનો અનુપમ સંગ્રહ; પ્રસ્તાવના શ્રી. લલિતજીએ લખી છે.

**સુરંગા** : જાણીતા લેખક શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધની તેજસ્વી કલમે લખાયેલ કલાત્મક ટૂંકી વીશ નવલિકાઓનો હૃદય સ્પર્શી સંગ્રહ, મનોહર બે રંગી કવર ચિત્ર, આકર્ષક છપાઈ પાકું પુંઠું.

**કૃષ્ણલાલનું વીલ** : સમર્થ લેખક શ્રી. બંકીમબાબુની આ નવલકથાના વખાણ કરવા એટલે સોના ઉપર ઢોળ ચડાવવા બરાબર છે.

કોઈ પુસ્તક સિલિકમાં ઓછું હશે તો બીજું સુંદર પુસ્તક ઉમેરી સેટની અખંડીતતા જાળવવામાં આવશે.

ઉપરની વિગતો વાંચી વહેલી તકે ગૃહપુસ્તકાલય સેટ વસાવવા માટેનો આપનો ઓર્ડર મોકલવા કૃપા કરશો.

રસીદ અમારા ખર્ચે વી. પી. કરીશું.

**-: લખો :-**

**ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી** [કાઠિયાવાડ]